# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા



# મનહર સરળ ગરબાવળી.



પ્રકાશક

"ગુજરાતી" સાહિત્ય મંદિર. [illegible] સુરત.




જેકીસનદાસ ત્રિભુવનદાસ પટેલ.

કીં. એક રૂપીઓ.

સર્વે સ્ત્રી ઉપયોગી.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ *

યાને

# * મનહર સરળ ગરબાવળી.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર

સાહિત્ય સેવક.

પટેલ જેકીશનદાસ ત્રિભોવનદાસ
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
ઠે૦ ગવર્મેંટ તાર ઑફીસ સામે-સુરત.



આવૃત્તિ ૧ લી. પ્રત. ૨૦૦૦

સને ૧૯૨૧ સંવત ૧૯૭૭

કિંમત ૦-૧૨-૦

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

થોડા વખત પછી બહાર પડશે.

# સુખપ્રસુતિ

અથવા

# આર્યા ચારિત્રા વળી.





સ્ત્રીઓને બોધદાયક ઉત્તમ શીક્ષણ આપનારી, સ્ત્રીઓના જીવનને નવપલ્લવિત કરનારી સંગીત પાક, કળા આરોગ્ય શાસ્ત્રોની સમજ આપનારી પોતાની એક સખી તરીકે ફરજ બજાવનારી આ સચિત્ર ચારિત્રા વળી એકજ છે.

સુરત 'ગુજરાત સ્ટાન્ડર્ડ' પ્રેસમાં ઇચ્છારામ ઉમેદરામ રેશમવાળાએ છાપી, [illegible] સારૂ.

# ⇾ મનહર ગરબાવળી. ⇽

## ગરબી ૧ લી.

## પંદર તિથીઓ.

સખી પડવે પંથે ચાલ્યા રે. મહાવનના મારગ ઝાલ્યા રે;
સાથે સિતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧

સખી બીજે મઢીમાં બીરાજે રે, જેવાં નદીઓ તણાં નીર ગાજે રે;
રામ મેલી ગયાં રૂડું રાજે, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે; ૨

સખી ત્રીજે તે વન કેરી ઝાડી રે, ફલ ફૂળ સંગાથે છે ઢાડી રે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે ૩

સખી ચોથે કેવડીઓ મ્હેકે રે, ફાલ્યો ફુલ્યો તે મોગરો લ્હેકે રે;
એવી લીલી લતાઓ લ્હેકે, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૪

સખી પાંચમે પોપટ પાળ્યો રે, પાંખ લીલીને કાંઠલો કાળો રે;
મુખે રામ ભણંતો ભાળ્યો,- રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૫

સખી છઠ્ઠે કેતરવાને આવ્યો, કુડો કપટી રાવણ સાથે લાવ્યો રે;
એ મુખનો મૃગ બનાવ્યો, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૬

સખી સાતમે શીકરી સમર્યો રે, વાડી ઘેરી ઉડાડયા ભ્રમરા રે;
રીસ ધારી ઉખાડયાં ડમરા, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૭
સખી આઠમે એને નિહાળ્યો રે, ધનુષ્ય ધારીને મૃગલો માર્યો રે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૮
સખી નોમે તે નાંખ્યો તીર રે, જઇ વાગ્યો છે મૃગ શરીર રે;
વ્હારે ધાજો લક્ષ્મણ વિર, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૯
સખી દશમે કહે લક્ષ્મણને રે, એલી વિરો બોલાવે છે તમને રે;
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૦
સખી એકાદશી અપવાશી રે, લંપટ લેવાને લાગ તપાસી રે;
રાવણ સિતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે ૧૧
સખી બારસે હનુમાન બળીઓ રે ઠેકી સમુદ્ર પાર નીકળ્યો રે
જઇ જોગમાયાને મળીઓ, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૨
સખી તેરસે ત્રંબાળુ ગાજે રે, હાક હનુમાન કેરી વાગે રે;
લ્હાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૩
સખી ચૌદશે ચિન્ત વિચારી રે, ફોજ વાંદરની રચી સારી રે;
રામે રાવણ નાંખ્યો મારી, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યા રે, થાળ ભરી મોતીડે વધાવ્યા રે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૫
સખી પંદર તિથિ થઇ પુરી રે, એમાં એક નથી અધુરી રે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ૧૬

---

# પંદર તિથીઓ.

ગરબી ૨.

પડવાની પણ પ્રિત ચટપટ ભુલીરે,
મારા હરિ વિના એક વાત સર્વે સુનીરે. ૧
બીજે બાળે વેપ રહી છું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રિભોવનરાય મંદિર પધારોરે,
હરિ આવીને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચંચળ નર ચતુરા ચાલેરે,
પેલો વડોદરાનો વૈદ દુખડાં ટાળેરે, ૪
પાંચમના પડદા હરિ શું રાખ્યારે,
મારે પ્રેમરસ પીવા કાજ હરિ રસ ચાખ્યારે. ૫
છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરિશું હમનેરે.
આ શું કહીએ મહારાજ લાજ નહિ તમનેરે. ૭
આઠમે ઓચ્છવ થાય હરિ હોય હેલીરે,
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે. ૮
નોમે નમેરાનાથ નગુણાન થઇએરે.
આ ગોકુળીયું મેલી મથુરા ના જઇએરે. ૯

દશમે દિનરાત દેખી મારી દાઝેરે,
ઘેર નાવલીઆ રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીના વ્રત મારે કરવાંરે,
શ્રી જમનાજીના ધ્યાન મારે ધરવાંરે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન અમને દેજોરે,
મારા શામળીયા ભગવાન સન્મુખ રહેજોરે. ૧૨
તેરશના તો તન અમારા તુટયારે,
આ હરિ, હરિ કરતા હોઠ હમારા સુકયારે. ૧૩
ચોદશે તો ચતુર નર શું વાહયા રે,
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પૂનમે તો પંદર તિથી પુર્ણ થઇ કહાવેરે,
મુને સેજલડીએ સુતા નિંદ્રા ના આવેરે. ૧૫

---

## ગરબી ૩૭.

---

### મલ્હારરાવની રાસડો.

પિત્તળ લોટા જળે ભર્યારે દાતણ કરતાં જાવરે, મલ્હારરાવ.
શહેરનો સુબો કયારે આવશેરે. ટેક.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૧
ચીની તે પ્યાલા તેલે ભર્યા, મર્દન કરતા જાવરે. મલ્હારરાવ
મર્દન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૨

ત્રાંબા કુંડીઓ જળે ભરીરે, નાહવણુ કરતા જાવરે. મલ્હારરાવ.
નાહવણુ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૩
રાંધી રસોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાવરે. મલ્હારરાવ
ભોજન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૪
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતા જાવરે. મલ્હારરાવ.
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૫
સોના તે કેરાં સોગટાંરે, રમત રમતા જાવરે. મલ્હારરાવ.
રમત રમશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૬
ઢીંચણ સામો ઢોલીઓરે, પોઢણુ કરતા જાવરે મલ્હારરાવ.
પોઢણુ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે. મલ્હારરાવ ૭
ક્યાંથી આવ્યા પીટયા જાંગલારે, માથે ટોપીને ભુરો દેશરે ,,
રાણી રૂવે હાટ હાટ વાણીઆરે, ચોરે રૂવે ચારણ ભાટરે, ,, ૮
શહેર છોડી સુબો નિસર્યોરે, લીધી નડીયાદની વાટરે. મલ્હારરાવ. ૯

## ગરબી ૪થી.

### વધામણાં.

મને મારીને રથને ખેડોરે, બાળા રાજારે;
કાંતો યુદ્ધમાં સાથે તેડોરે, બાળા રાજારે.
મને યુદ્ધ જોયાના રસકોડરે. બા૦
આંખ્યુ સરખા સરખી જોડરે બા૦

ભાવો કર ધઈ, ઉગાવ રરે આ૦
કરૂ શીરવનો સંહારરે આ૦
છોડી યુદ્ધ વળો ઘેરરે આ૦
તમને આપું મારા બાપનું રાજરે આ૦
નારી કેશ સમુળા કાઢેરે આ૦
રથ ઉપર દેહ પછાડેરે આ૦
રથ હાંકો તો રામજીની આણરે આ૦
રથ, મેડો તો કાઢું મારા પ્રાણરે આ૦
માહા વંગડામાં રથડા રોકયારે આ૦
મારા સસરા મેણાં બોલ્યારે આ૦
વહુ આવતી બમરાળીરે, આબા રાજારે.
અભિમન્યુઃ—મેં તો નથી દીઠી પગની પાનીરે, ઉત્તરા રાણીરે-
તારું મુખ દીઠાં સુખ ન ચડનેરે, ઉ૦
મેં તો નથી દીઠી નાકની દાંડીરે ઉ૦
મામા કૃષ્ણનો જાણે વંશ ઉ૦
મને પાટા બાંધીને પરણાવ્યારે ઉ૦
મને સમર્થ સાસરી દેખાડરે આ૦
મને સાસરી જોવાનો રસ કોડરે આ૦
મારા કંકણું દોરા છોડરે આ૦
મને સમર્થ સસરો દેખાડરે આ૦
મને ઘુંઘટ તાણ્યાનો રસકોડરે આ૦
મને દીયર દીકરો દેખાડરે આ૦

મને હાળા રમ્યાના રસકોડરે બા૦
મને નાનીસી નણદી દેખાડરે બા૦
મને ઢીંગલી રમ્યાના રસકોડરે બા૦
મને સમર્થ સાસુજી દેખાડરે બા૦
મને પાય પડ્યાના રસકોડરે બા૦
મને જોડની જેઠાણી દેખાડરે બા૦
મને જોડે હિંડ્યાના કોડરે બા૦
મને વ્હાલી દેરાણી દેખાડરે બા૦
મને વાદ લીધાનો રસકોડરે બા૦
મારૂં માથું ચાદીને દડો ખેલોરે બા૦
તમારી કટારી મને આલોરે બા૦
જમણી કુંખે ધર્યો છે સુરરે બા૦
તારી જમણી કુખના ધરેશરે હો૦
તારી કુંખે મોતીગર દિકરોરે હો૦
સારી દેશે રામનું નામરે હો૦
સારી રાખશે બાપનું નામરે હો૦
તેથી સરસે તમારૂં કામરે હો૦
તારી ઢાલડીના ઓડે મને રાખરે બા૦
તારા આવતાં ઝીલીશ બાણરે બા૦
અલી ઝાલી ઘોડલીઆની લગરે બા૦
મેલો મેલો ઘોડલીની વાગરે હો૦
મારા આવ્યા શા બાહુબંધ દેખરે હો૦

મેં તો ધાવતા બાળ છોડાવ્યાંરે બા૦
મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦
મેં તો ધાવતા બેન વછોડયાંરે બા૦
મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦
મેં તો છાણે છાણું ભાંગ્યુંરે બા૦
મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦
મેં તો દીવે દીવો કીધોરે બા૦
મને તેના પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦
હું તો પથરે પાનીઓ ધોતીરે બા૦
મને તેના પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦
મેં તો રેતી નીંક દીધો પગરે બા૦
મને તેના પ્રાયશ્ચિત લાગ્યાંરે બા૦

---

ગરબી પુરી.

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળીકારે લોલ
મા તારો ડુંગરડે છે વાસ કે, ચઢતું દોહલુંરે લોલ.
મા તારા મંડપની શોભાય કે, મુખથી શું કહુંરે લોલ.
મા ત્યાં તપ કરતા દીઠા કે, વિશ્વામીત્ર ઋષિરે લોલ.
મા તારા ડાબા જમણા કુંડ કે, ગંગા, જમના, સરસ્વતિરે લોલ.
મા તારાં કુકડીઆં દશવીસ કે, રમુમાં આટેરે લોલ.

કોઇ મુગને મારી નાખ્યાં કે, બોલાવ્યાં પેટમાંરે લોલ.
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધો ટહુકલોરે લોલ.
લીધાં ખડગને ત્રીશુલ કે, અસુરને મારીઓરે લોલ.
ફાડી ઉદર નીકળ્યા બહાર કે, અસુરને હાથે હણ્યોરે લોલ.
આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમેરે લોલ.
મા એ છુટા મેલ્યા કેશ કે, ફુદડી બહુ ફરેરે લોલ.
માજી કીઓ સજ્યું શણગાર કે, રમું રંગમાંરે લોલ.
ઓઢયાં અમર કેરી જોડ કે, ચરણાં ચુંદડીરે લોલ.
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડીરે લોલ.
સેંથે ભર્યો છે સીંદુર કે, વેણુ કાળી નાગણીરે લોલ.
માજી દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણીરે લોલ.
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરારે લોલ.
ચોસઠ બેની મળી છે ત્યાં કે, શણગાર શોભા ઘણીરે લોલ.
આવું રૂડું ચૌદું ચાંપાનેર કે, વચમાં ચોક છેરે લોલ.
રાજાની ચતુરાં ચંચળ નાર કે, કાળીકાને બેનપણાંરે લોલ.
બેની મારી ગરબે રમવા આવો કે, ભવાની મા કાળિકારે લોલ.
બેઉ મંડપની માંય કે, ફેર ફરે ફુદડીરે લોલ.
જોવા મળીઆ તેત્રીશ ક્રોડ દેવ કે, ફુલડાં વેરીઆંરે લોલ.
રાજાએ અંધાર પછેડો ઓઢયો કે, મા તારે હેરડોરે લોલ.
રાજાએ છળ કરી ઝાલ્યો કે, માજીનો છેડલોરે લોલ.
માગ માગ પાવાના રાજન કે, તુષ્ટમાન થયાં ઘણાંરે લોલ.
આપો માગ પુત્ર કેરી જોડ કે, બંધાવું પારણાંરે લોલ.

માગ ઘોડાની ઘોડાશાળ કે, હસ્તિ માગ ઝુલતારે લોલ.
માગ તોપોનો તોપખાન કે, જંજીરું અતિ ઘણારે લોલ.
માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્ર બેસણુંરે લોલ.
માગ સુરત સરખું શહેર કે, બંદર અતિ ઘણાંરે લોલ.
માગ માગ ઉત્તર કેરો ખંડ કે, નવ કોટી મારવોરે લોલ.
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે, રણછોડ રાજ કરેરે લોલ.
માગ માગ નવ ખંડનું રાજ કે, ચાંદો સુરજ તપેરે લોલ.
કે માગું એકલડું વરદાન કે, મહોલે પધારજોરે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુરે લોલ.
આજથી છઠ્ઠેને છ માસ કે, તારું મુળ ગયુંરે લોલ.
કાળિકા સડવડ ચાલ્યાં જાય કે, બજારે નિસર્યાંરે લોલ.
કે બુઢીઓ દર દરવાજે દિવાન કે, જઇને પુછીયુંરે લોલ.
કેણી કોર પાવાના દરબાર કે, કેણી કોર રાજવળાંરે લોલ.
માતા ઉગમણા દરબાર કે, આથમણાં રાજવળાંરે લોલ.
ક્યાંથી નવલખી આવી પોઠ કે, જોઇ પુછીયુંરે લોલ.
પોઠમાં શી શી વસ્તુ હોય કે, પોઠમાં શું ભર્યુંરે લોલ.
પોઠમાં લવીંગ, સોપારી, એલચી, કે, મીસરી ઘણીરે લોલ.
બુઢીએ બુડી નાંખી એક કે, લોહીની ધારા ચાલીરે લોલ.
માંહીથી નિકળ્યા મુગલો દૈત્ય કે, ડેરા રોપીયારે લોલ.
બાંધ્યાં તરવારે તોરણ કે, કળશ રોપીયાંરે લોલ.
આમ આમ પાવાના રાજન કે, પાવો તારો ઘેરીઓરે લોલ.

લીલુડે ઘોડે માંડ્યાં પલાણ કે, પેથાઇ ભાગીઓરે લોલ.
રાજા તારી રાણી કાઢ બહાર કે, કાંકરીયા પાળ ભરેરે લોલ.
ફરતી ફરે માજીની ફોજ કે, પાવો ઘેરિયોરે લોલ.
લીધું લીધું ચોકું ચાંપાનેર કે, રાજા ગઢ રોળીઓરે લોલ.
રોળ્યા સુબાને સરદાર કે, પુત્ર પાટવીરે લોલ.
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો વળાવ્યા ફરીરે લોલ.
પાટવી પુત્રની નાર કે, તેને છે દુઃખ ઘણાંરે લોલ.
મારીને કીધા ચકચુર કે, પાવો ઘેરીઓરે લોલ.
સુલતાન ચાલ્યો સંઘે છડીદાર કે, પાવે જઇ મળ્યોરે લોલ.
તેને મળ્યું અભય વરદાન કે, નીર ભર્યાં નેત્રમાંરે લોલ.
માજી હું છું તમારો દાસ કે, આપો મને આજ્ઞારે લોલ.
માના લોચન દીઠાં વિકાળ કે, રાતી આંખડીરે લોલ.
સુલતાન નમાવી માને શીશ કે, પાયે પડી પ્રીતશુંરે લોલ.
માજી વાત વિસારો મન કે, અલ્પ મતિ છે થોડીરે લોલ.
માજી થયાં તેને પ્રસન્ન કે, માગ તુષ્ટમાન થઇરે લોલ.
આપું રે તુને વરદાન કે, પાવાગઢ બેસણારે લોલ.
માજી થાજો મને પ્રસન્ન કે, નથી જોતાં રાજ હવેરે લોલ.
માગું ભક્તિ પદારથ વૈરાગ કે, સેવું માના ચરણનેરે લોલ.
માજીએ મસ્તક મેલ્યો હાથ કે, નિર્ભય કરી થાપીઓરે લોલ.
સાતમી પેઢીએ આપીશ રાજ કે, માગો આપીઓરે લોલ.
મારો થાજે તું સેવક કે, નિર્ભય આપીઓરે લોલ.

ઉપમા કાળિકાની કોઈ ગાય કે, શીખે સાંભળીરે લોલ.
ગરબો ગાયે તે વલ્લભ કે, સેવક માનો સહીરે લોલ.
ગાજી આપજને અવિચલ વાણુ કે, બુદ્ધિ છે થોડીરે લોલ.

---

ગરબી ૬ ઠી.

## મુંબઇ સુરતની ગરબી.

સારૂં સારૂં સુરત શહેર, મુંબઈ અલબેલી;
માંહિ બાલાજીની મહેર, મુંબઇ અલબેલી. ટેક.
સાત માળની મેડી ચણાવી, માંહિ બેઠાં શેઠાણી રે;
ચાકર મહેતા ભજરે, વાણીઆની બઇઅર રાણી મું० ૧.
મુંબઇ રાણી સૈ ઠકરાણી; ભરે બેડે ન પાણી;
કાવડીઆ તો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મું० ૨.
મુંબઇમાં તો કલ્લાં સાંકળાં; ટાંટલીનો નહિ પાર રે;
મુંબઇ શહેરના શાહુકારોને; દેવાળાની શી વાર. મું० ૩.
સુરતની તો સાડીઓને; ઉપર કસ્બી કોર રે;
મુંબઇ શહેરમાં ટામડીઆને, કોઇ ના દેશો ખોડ. મું० ૪.
મુંબઇ શહેરમાં ઘણી ગાડીઓ; બગીઓનો નહિ પાર રે;
સાંજ સવાર સૈ ફરવા નીકળે; વાજી વાજી થઇ બહાર. મું० ૫.
મુંબઇની તો બારકીટમાં; સુખડી ઓ બેસાય રે;
તેથી દીવને કહવો સારો, સૈ લેવા મન થાય. મું० ૬.

મુંબઇ તો સર્વે સુખ; પણ ત્રણ પાંતિનું દુઃખ રે;
જાડુ મોંઘું બળતણ મોંઘું, બંદર જાતું મુખ્ય. મું૦ ૭
મુંબઇના પાન બીડામાં; સોપારીનો કટકો રે;
સાઠ વર્ષની ઘરડી ગાડર, તોય ન મુકે લટકો. મું૦ ૮
અમદાવાદી હરામ જાદી; ખંભાતી ગોઝારી રે;
વડોદરાની વાંઝી નારી, સુરતની બલીહારી. મું૦ ૯

---

ગરબો ૭ મો.

## વડોદરા શહેરનો ગરબો.

ધન્ય ધન્ય રે વડોદરૂં શહેર, રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલ છબીલું, અલબેલું અપાર રે,
વડોદરાનું વર્ણન કરતાં, સુણજો નરને નાર. ૧
બહારપરાની વસ્તી ભારે, શોભાનો નહિ પાર રે;
વિનવતામાં વર્ણવ નિતે, પરાં બાર બજાર. રૂપે૦ ૨
શાકુતપર અડાણીઉં, ને કાલપુરમાં ગોખાનું રે;
ફોગટીઆ સૌ ફત્તેપરામાં, દેવાળીઆનું ઠેકાણું. રૂપે૦ ૩
સરસીઆની પાળજ ઉપર, જેઠીનો અખાડો રે;
અષ્ટભુજ અલબેલી ઉભાં, પાછળ ગોસાંઇ પાડો. રૂપે૦ ૪
સરસનાથ છે સામી પોળે, વાસકા વાડી ત્યાંય રે,
અજબ તળાવની પાસે થઇને, ચાલ્યા અધરમાં જાય. રૂપે૦ ૫

લાલ દરવાજે અંબાખાનું, વાંદરીઆ બુરૂજ રે,
મીયાં મહમદની વાડી જાણે, ઝળકી રહયો સુરજ. રૂપે૦ ૬
હાથીઆ ખાણમે દરવાજે, થઇને સીધવાએ જવાય રે;
સમ તળાવની પાળ ઉપર, રામેશ્વર ભગવાન. રૂપે૦ ૭
ઘોય દરવાજે થઇને, સીધવાએ જવાય રે,
આજારાજાના દરવાજા સામી, ચોખંડી કહેવાય. રૂપે૦ ૮
મહી બારીએ થઇને, આવ્યા કાજરે;
લકકડ પીઠું, મદન ઝાંપી ગોસાંઇજી મહારાજ રૂપે૦ ૯
સિદ્ધનાથના દર્શન કીધાં, આવી ઉંચી પોળ રે;
ચોરને બેઠા ગર્દન મારે, બેસાણા બાગોળ. રૂપે૦ ૧૦
બહુ પરૂં છે બાબાજીનું, ડાંડીયું બજારરે;
સકકર કુબને ઝાંપે રૂડો, લાલ નામ સરદાર. રૂપે૦ ૧૧
આનંદપરામાં આવીઆને, રાવપરાને ઝાંપે;
દાન દક્ષિણા રૂડી થાયે, ગણપતરાવ ત્યાં આપે. રૂપે૦ ૧૨
ઉભી બજારની શોભા સારી, આવી ખારી વાવરે;
સત્યરૂપ છે રંગે રૂડું, સુરસાગર તળાવ. રૂપે૦ ૧૩
વડી વાડી થી કાંરે, નાગરવાડો વિક્ષાતરે;
આદિતવારે દર્શન કીજે, એડી બહુચર માત. રૂપે૦ ૧૪
ઉભે ચોકે લીમડી બજારે, રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નાચે, ઝીણું કંડે ગાય. રૂપે૦ ૧૫
નિઝામપરૂ ભુતડીને ઝાંપે, રાંડીઆ હનુમાનરે;
સુરસાગર ગોપાટને દરવાજે, બુરૂજ છે કમાન. રૂપે૦ ૧૬

શહેરની ત્યારે રચના દીઠી, શોભાનો નહિ પારરે;
હાથી ઘોડા પાલખીઓ, વાંકડીયાં અસ્વાર. રૂપે૦ ૧૭
ચારે દિશામાં ચારે ચૌટાં, વચ્ચે માંડવી ચોકરે;
ઉંચા મહેલ મેડીને અટારી, છજા ઝરખાને ગોખ. રૂપે૦ ૧૮
માંડવી છે કમાન ચોપાસ, ચતુર કરે વેપાર;
કાછીઆ દુકાનો માંડે, ઉભી આપી હાર. રૂપે૦ ૧૯
ચોપાટ જેવા ચારે રસ્તા, સરખા સરખી એ;
પાણીને દરવાજે બેઠા, વાઘ કરે કલ્લોલ. રૂપે૦ ૨૦
રાજે તળાવની સુંદર શોભા, જોતાંમાં મન મોહ્યરે;
નારી સૌ જળ ભરવા જાયે, નૌતમ રચના હોય. રૂપે૦ ૨૧
રામપરા દરવાજો કહીએ, જોયું છે સન્મુખરે;
પરમેશ્વરના દર્શન કરતાં, જાય જન્મના દુઃખ. રૂપે૦ ૨૨
લ્હેરીપુરાની લ્હેર સૌથી, શોભા છે ભરપુરરે;
સુરસાગર રત્નાગર જેવું, વાજે બહુ રણતુંર. રૂપે૦ ૨૩
ચોથો દરવાજો ચાંપાનેરી, સરસીઆની વાટરે;
વિસ્તારીને વર્ણન કીધું, ચોકપોળને હાટે. રૂપે૦ ૨૪
નગર નિરખ્યું મન હરખ્યું, પ્રભુ થાય પ્રસન્નરે;
નરસીંહજીની પોળમાં, નરસિંહના દરશન. રૂપે૦ ૨૫
રાજરાજે રણછોડજીને, મહાલક્ષ્મી મુજઆતરે;
આરથનનાથ બળદેવજી, ચાલે પકપાત. રૂપે૦ ૨૬
મહબતખાનું જનાનખાનું, દિવાનખાનું પાસરે;
ધર્મ તણી તો ધ્વજ ફરે છે, ઉંચા એવું આવાસ. રૂપે૦ ૨૭

ઘણી કારીગીરી કચેરીમાં, જાત જાતનાં રંગરે;
નૌતમ મારી નાચ કરે છે, શામળ તેનાં અંગ. રૂપે૦ ૨૮
તહેવારનું ટકોરખાનું, ગોવિંદરાવનો મહેલરે;
ગાયકવાડના રાજ આગળ, શોભા સઘળી રહેલ. રૂપે૦ ૨૯
દાદાસાહેબને નાનસાહેબ, બાપા સાહેબ મહારાજરે;
ગણુપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ. રૂપે૦ ૩૦
લાડ, મોઢ, શ્રીમાળી, નાગર, દશા, વિશા વણિકરે;
સોની, સાળવી, સુથાર, છીપા, દરજી ઠીકાઠીક. રૂપે૦ ૩૧
પુના, સતારા, મુંબઇ જોયું, પૂર્વ પશ્ચિમ દેશરે;
ઉત્તરમાં ઉદેપુર જોયું, પૃથ્વીના નાથ. રૂપે૦ ૩૨
બુંદીકોટ દીઠું દિલ્હીને, ગઢ ગીઢનારરે;
સુરત ને અમદાવાદ જોયું, કઠણ કિલ્લો ધાર. રૂપે૦ ૩૩
બલીહારી હું વડોદરાને, ધન્ય ધન્ય નરને નારરે;
વિરક્ષેત્ર જેણે જોયું નહિ, તેનો એળે ગયો અવતાર. રૂપે૦ ૩૪
વાંકી નારી વડોદરાની, મહારાજાને રાંકડે;
મૃગનયનીને વરણાગીથી, વધ્યો આડો આંક. રૂપે૦ ૩૫
સાહુકારોની દુકાનો ભારે, ધર્મ તણો અવતારરે;
ખુશાળચંદ, શામળ, બેહચર, લલ્લુભાઇ શાહુકાર. રૂપે૦ ૩૬
રતનજી કહાનદાસ કહીએ, બાંધી પુનની પાળરે;
હરિ ભકિતનો મહિમા મોટો, બીજા ભાઇ જોરાલ. રૂપે૦ ૩૭
રંગીલો જે શરબો મારો, રંગીલા નરનારરે;
રંગીલા તો લ્હાણીઓ લાવે, રંગભેર શોભા થાય. રૂપે૦ ૩૮

સંવત ઓગણીસે પાંચમાં, ને સંવતસે સીત્તેરરે;
નવરાત્રીમાં વર્ણન કીધું, વડોદરું જે શહેર. રૂપે૦ ૩૯
હવે સહુ કવિને કરૂં વિનતી, કોઇમા દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રેવાને રણછોડ. રૂપે૦ ૪૦
ભગવત વાણી સાચી જાણો, મનમાં આણી ભાવરે;
વડોદરાનો ગરબો ગાતાં, સહુજન સુખીઆ થાય. રૂપે૦ ૪૧
બીજબાની મન ગમતી કરવા, જાય શેખી જનરે;
વસ્તુઆગનો બંગલો જાણે, ઇંદ્રનું ઇંદ્રાસન રૂપે૦ ૪૨

---

## ગરબી ૮મી.

## બહુચરાજીની ગરબી.

બલીહારી બહુચર માત, જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ સુખીઆ થઇએ, આરાસુરમાં રહીએરે;
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢ મહાકાળી. જોવા. ૧
માને પારે હવન થાયને, ચીર ચુંદડી સોહાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે. માનુની મંગળ ગાય. જોવા. ૨
માને પારે જે કોઇ જાશે, તેની પુરે આશારે;
કરજોડી જન વલ્લભ કહે, મા, હું છું તારો દાસ. જોવા. ૩

---

ગરબી હમી.

## રેલ્વે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી આવી;
ગાડી આવી હિંદુસ્તાન, અગન કેરી ગાડીરે આવી.
પાણી છાંટે સામોસામ, છાંટતા તો ચાળા કરે છે;
દીવા બળે સારી રાત, સીપાઇઓ તો ચોકી કરે છે. ૧

### સાખી.

સરસ્વતી સ્વામિને વિનવું, ગણપત લાગું પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂં કાંકરીયું ફરી બંધાય.
અગન કેરી ગાડીરે આવી. ૨

ગાડી તારાં બેસણાં, ઇંદ્ર તણાં વૈમાન,
આંકડે આંકડો મેળવ્યો, તેનો ઘડનારો ચતુર સુજાણ.
અગન કેરી ગાડીરે આવી. ૩

ગાડી આવી ઘંટ વાગીઓ, ટીકીટ કરાવા જાય,
ઘડી એકનો વિલંબ પડે તો, તો ટીકીટ વીના અથડાય.
અગન કેરી ગાડીરે આવી. ૪

સ્ટેશન આવે ઘણાં, પાણી પંડા વેચાય,
મોટા ઘરની શેઠાણીઓ, તેતો ગાડીમાં બેસી જાય.
અગન કેરી ગાડીરે આવી. ૫

સ્ટેશન ઉંચા ઘણાં, દૂર થકી દેખાય.
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહિ પાર.
આગન કેરી ગાડીરે આવી. ૬
અમદાવાદની દિકરી, મુંબઇ તેનું મોશાળ,
સુરત તેનું સાસરૂં, તેનો સાંજે સંદેશો જાય.
આગન કેરી ગાડીરે આવી. ૭

ગરબી ૧૦મી.

## પતીને પરદેશ ન જવા દેવા વિષેના મહિના.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ. )

કારતક મહિને અબળા કહે છે કંથને, હવે શિયાળો આવ્યો સ્વામિનાથજો;
હિમાળુ વા વાયો સ્વામિનાથજો, શું શોધો પરદેશ જવાનો સાથજો.
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં—૧
માગશર મહિને હોંશ ઘણી મનમાંહયરે, રસીયા રંગ રમ્યાની માઝમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં, પીયુ મેલો પરદેશ જવાની વાતજો.
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં.—૨
પોષે જે અબળાને પિયુડે પરહરી, તે નારીના પુર્ણ મળીઆ પાપજો;
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે, મૈયરમાં નવ ગોઠે માને બાપજો;
એ મહિને નવ જઇએ પિયુ પરદેશમાં.—૩

મહા મોહિને નવ જઇએ નાથ મુસાફ્રી, ઘઉં સાટે જવ
લાવો ખોરી જારજો;
ખેંચીને જમશું રે મ્હારા વ્હાલમા, જરૂર નહિ જાવા દેઉં
ઘરથી બ્હારજો.
એ મહિને નવ જઇએ પિયું પરદેશમાં.—૪

ફાગ રમે ફાગણમાં નરને નારીઓ, ઘેર ઘેર નૌતમ કૌતક
નવલાં થાયજો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો, કહો તેણે કેમ નજરે
જોયું જોયજો.
એ મહિને નવ જઇએ પિયું પરદેશમાં.—૫

ચૈત્રમાં ચતુરને પંથ ન ચાલવું, જો ઘેર નારી ચતુરસુજાણજો;
વ્હાલપણે થઇનેરે પીયુને વશ કરે, નિધાર્યું તે પડયું રહે
પરિઆણજો.
એ મહિને નવ જઇએ પીયું પરદેશમાં.—૬

વાવલીયા વાયા તે પીયુ વૈશાખના, રજ ઉડીને માણેક મેલું
થાયજો;
નથનીનું મોતીરે હિરા હારનો, કહો પરહાથે તે કયમ ધીર્યાં
જાયજો.
એ મહિને નવ જઇએ પીયુ પરદેશમાં.—૭

જેઠ તો પરદેશ જાવું દોહયલું, ભૌમ ધીખીને વાયે જેવી લુ
વાયજો;

કોમળ છે કાયારે મારા કંદની, વણુ સીંચ્યાં જેમ પુલડીયાં
કરમાયજો.
એ મહિને નવ જઇએ પીયુ પરદેશમાં.—૮
મેઘાડંબર છાયોરે માસ અષાડમાં, મોર બોલેને મેહ વર્ષે
મુશળધારજો;
કચરાને કાદવરે મચી છે મેદની, પંખી માળા ઘાલે ઠારો
ઠારજો.
એ મહિને નવ જઇએ પીયુ પરદેશમાં—૯
શ્રાવણમાં શીવજી પુંજીને સુખ માગીએ, વ્હાલાનો નવ થાજો
કદી વિયોગજો;
ઉમીયાજીના સ્વામિજી આપો એટલું, સાસુના જાયાનો નિત્ય
સંજોગજો.
એ મહિને નવ જઇએ પીયુ પરદેશમાં.—૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહિ મળે, વહિ જાશે જ્યમ
નદિઓ કેરાં નીરજો;
એવારે દિવસ એળે નવ કહાડીએ, વાત વિચારી જુવો
નણંદલના વિરજો.
એ મહિને નવ જપએ પીયુ પરદેશમાં.—૧૧
આશોના દિવસ તો અતિ રળીઆમણા, ખાવું પીવું કરવા
નવલા ખેલજો;
બેમા બેસી જમીએ રમીએ સોગટે, છાતીમાં ભીડીને રાખું
છેલજો.
એ મહિને નવ જઈએ પીયુ પરદેશમાં.—૧૨

માસ અધિક અધિક પણે શું કીજીએ, રહો જોડીને નેયન
સંગાથે નયનજો;
જેમ ન છુટે છુટો કાચ બીસ્શોરનો, દાસ દયાના પ્રિતમ
જાણ પ્રવિણજો.
એ મહિને નવ જઈએ પીયુ પરદેશમાં—૧૩

---

### ગરબી ૧૧ મી.

## બજરંગી હનુમાનનો ગરબો.

અંજનીનાં જાયો હનુમાનરે, સમરૂં બજરંગી;
એને ચઢે છે તેલ સિંદુરરે; સમરૂં બજરંગી.
મારા રામ તણા રખવાળરે, સમરૂં બજરંગી.

### સાખી.

શનીવારે કરૂં તમારી સ્થાપના, ને ભોમે કરૂં ભોવન;
કપુરે ઉતારૂં તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ
હનુમાનરે. ૧
માતાજીના વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અયોધ્યાનું રાજ મુકી રામ લક્ષ્મણરે, ભોગવ્યાં વનવાસરે. ૨
રામે રથ જોડીઆને, સીતાને લીધાં સાથ;
વનમાં વનફુલ પહેર્યાંરે, સાથે ચાલ્યા છે લક્ષ્મણ વીરરે. ૩
વનમાં જઇ મઢી કરીને, ત્યાં પૂર્યાં છે વાસ;
લક્ષ્મણ સરખા બંધવા નહિ મળેરે, તેમને ફળનું લાવી
આપનાર કોણરે. ૪

રામ ધોળે તલાવડીને, લક્ષ્મણ બાંધે પાળ;
સોના કેરે ઘડુલેરે, સીતા ડમરો ભરવો પાયરે. ૫
સીતાની વાડીમાં ડમરો, મૃગલોરે ચરી ચરી જાય;
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં વનફળ ખાયરે. ૬
મૃગમારી કારમોને, તેની પડાવું છાલ;
તેનો શીવડાવું કંચવોરે, હું તો હિંડુ ચમકતી ચાલરે. ૭
મરીચી મૃગ થઇને આવીઓને, રાણીને લાગી રાડ;
હો મારા રામજીરે, કંઇ કાંચલડી સીવડાવોરે. ૮
સુતર ભરેલો કંચવોરે, ચામડાની શી હઠ;
આપણા સ્વાર્થને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે. ૯
સીતા કહે હું નહિ પીયેરીને, નહિ માને મોશાળ;
નહિ મ્હારે કંથ કહયાગરાને, મારા મનની તે કોણ પુરે આશરે ૧૦
ભાથામાંથી બાણ કાઢયાને, રામજીએ લીધા હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મૂકી સીતાને લક્ષ્મણ વીરરે. ૧૧
પહેલું બાણ રામે સાંધીયુંરે, વાગ્યું મૃગ શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજો ધાજો લક્ષ્મણ વીરરે. ૧૨
સીતા કહે તમે સાંભળોને, બોલાવે તમ વીર;
લક્ષ્મણ કહે ખોટી વાત છેરે, કંઇ કપટ જેવી વાતરે. ૧૩
કપટ છે તમ દિલડાં વિષેને, હું સમજી આવાર;
ભીડ પડી બંધવને વન વિષેરે, તમે બેઠા કરો વિચારરે. ૧૪
કુદ્રષ્ટી મુજપર તમતણીને, તેમાં નહિ સંદેહ;
જાણ્યા તમને લક્ષ્મણ દિયરરે, આવા પાપ તમોરા આજરે. ૧૫

સીતાનાં વચન વાગ્યાં હૃદય વિષેને, ચઢી લક્ષ્મણને રીશ;
વાડીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તે તો જાયરે. ૧૬
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બ્હાર;
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપો હો રામ કેરી નાર. ૧૭
આપવી હોય તો આપો મનેરે, નહિ તો મુખે કહો નારે;
વાર થાય મનેરે ધણીરે, મારો સંગ કેદારનાથનો જાયરે. ૧૮
ઉંચી મેડી આકાશમાંને, નીચાં સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે, પછી મઢીમાં ઉડે છે કાગરે. ૧૯
રાવણને જોઈ સીતા સતીરે, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાના વચન લક્ષ્મણને કહયાંરે, લીધું પાપ માથે અમાપરે. ૨૦
સત્ય વચની સત્ય બાંધવોને, સતનો ચાલત હાર;
આગળ બુદ્ધિ મારી પોંચી નહિરે, ઘણાં કર્યાં તિરસ્કારરે. ૨૧
નિચ બુધ્ધિ સ્ત્રી જાતનીને, નહિ મનમાં કાંઇ વિચાર;
પોતાના સ્વાર્થને કારણેરે, કરે પુરૂષને ખુવારરે. ૨૨
મૃગ મારી રામ આવીઆને, આડો ઉતર્યો સાપ;
ઓ મારા બંધવારે, આજે વિચીત્ર દીશે કાજરે. ૨૩
ધનુષ્ય મેલ્યાં હુકડાંને, બાણુજ મેલ્યાં બ્હાર;
ઓ મારા સગુણ બાંધવારે, ગઈ સકળ નીજ નારરે. ૨૪
મેં જાણ્યું લક્ષ્મણ રસીકલો, તે સારા કરશે કામ;
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાણી સકળ વિજનારરે. ૨૫
કુવા ઢાંકણ ઢાંકણુને, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડોરે, ઘરનું તે ઢાંકણ નારરે. ૨૬

રામ રૂવે લક્ષ્મણુ રીઝવેરે, ના રોશો મારા વીર;
બીજી પરણાવીશું સુંદરીરે, તેનું નામ ધરાવીશું સીતાનારરે.૨૭
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન નવ હોય;
સતી સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. ૨૮
રામ રૂવે લક્ષ્મણ રૂવે ને, રૂવે પંખી જન;
ત્યાં રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી
હામરે. ૨૯
રામે બીડાં આપ્યાંને, હનુમાને લીધાં હાથ;
આજ્ઞા હોય તો ઉડાએરે, તેડી લઇ આવું સીતા માતરે. ૩૦
ત્યાંથી હનુમાન ઉડીયાને, પડયાં લંકાની માંહય;
જોયા ચોર્યાસી ચોટાને, જોયા બાવન બજાર પછી જોયું
રાવણ કેરૂં રાજરે સમરૂં. ૩૧
જોઇ રાવણની રાણીઓને, જોયા રાવણના મ્હેલ;
જોઇ રાવણની મેડીઓરે, પછી આવ્યા તે વાડી માંહયરે. સ૦ ૩૨
વાડીમાં જઇ વનફળ લાવતારે, તેનો કરતા આહાર;
લીલીવાડી સુકી કરીરે, પછી દીઠા છે સીતા માયરે. સ૦ ૩૩
કયાંથી તમે અહીં આવીઆને, શું છે તમારૂં નામ;
કોણે તમને મોકલ્યારે, અહિં શું છે તમારે કામરે. સ૦ ૩૪
રામે હમને મોકલ્યાને, હનુમાન મારૂં નામ;
પંચવટીથી હમે આવીઆરે, મારે શોધ લેવાનું કામરે. સ૦ ૩૫
આગળ દરિઓ જળ ભર્યોને, ત્યાં રાક્ષસનો ભોય;
શી રીતે તમે આવીઆરે, શાથી પહોંચી તમારી હામરે. સ૦૩૬

સાત સમુદ્ર સુકા કરને, રાક્ષસનો વાળું કેર;
આજ્ઞા હોય તો ઉડીએરે, લઇ જાવું માતાજીને ઘેર. સ૦ ૩૭

વાડી સઘળી ઉજ્જડ કરીને, લગાડી લંકામાં લાહ્ય;
અસ આદિ કુંવર મારીઆરે, વર્ત્યો લંકામાં ત્રાસરે. સ૦ ૩૮

ત્યાંથી હનુમાન ઉડીયાને, આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીઆ, કુશળ છે સીતા માતરે. સ૦ ૩૯

ત્યાંથી રામ ચાલીઆને, આવ્યા લંકાની માંહ્ય;
પત્થર કેરી પાર બાંધીનેરે, સૈન્ય ઉતારીયું પેલી પારરે સ૦ ૪૦

લંકાગઢ રામ પહોંચીઆને, રાવણને થઇ છે જાણ;
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે, ત્યારે લક્ષ્મણને મુર્છા થાયરે. સ૦ ૪૧

કડવી હોજો લીંબડીને, મીઠી હોજો છાંય;
બંધવ હોય અબોલડારે, પણ એ તે પોતાની બાંહયરે. સ૦ ૪૨

સુખમાં સાંભળે સુંદરી તે, દુઃખમાં સાંભળે રામ;
વનમાં સાંભળે બંધવારે, મારી ભાંગી તે જમણા હાથની બાંયરે. સ૦ ૪૩

નવ મહિના ઉદરમાં રાખીઆને, નવ જાણી માની વાત;
બાળપણામાં જેની મા મરેરે, તેને ચોદિશના વાયરા સ૦ ૪૪

દુઃખના બેલી બંધવાને, માડી જાયા વીર;
તેની તોલે કોઈ ના હોયરે, એ તો સુખ દુઃખમાં સાથેરે.સ૦૪૫

## ગરબી ૧૨મી.

## સીતાજીની કાંચળી.

શ્રી રામજી કેરે ચરણે નમીને, સીતા કાંચળી પ્રિતેરે;
શ્રી રામ લક્ષ્મણનું વંદન કરીને, ગાવું છું નૌતમ; હો રમતાં
રઢ લાગી રાણીને ૧
દશરથ સુતે આજ્ઞા પાળી, ઘર ત્યજી ચાલ્યા વંનરે;
લક્ષ્મણ બંધવ જોડે લીધો, સ્નેહ ગાવું ધંન ધંન હો રમતાં૦ ૨
પંચવટીમાં નિવાસ કરીને, આનંદ બહુ ઉપજાવેરે;
દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે, જાનકીને મન ભાવે. હો રમતાં૦ ૩
પર્ણકુટીમાં સરોવર પાસે, જ્યાં ખેલે સીતા રામરે;
કનક તણો કુરંગ દીઠો એક, આવ્યો તેણે ઠામ. હો રમતાં૦ ૪
સોનાના શીંગને ત્વચા કનકની, નાભીએ કસ્તુરી બ્હેકેરે;
ડમરો ચરતાં દીઠો જાનકીએ, નાચે નૌતમ બહેકેરે. હો રમતાં૦ ૫
સીતા–તે દેખીને સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવોરે;
આપણે જ્યારે અજોધ્યા જઇશું, કાંચળડી શીવડાવો. હો રમતાં૦ ૬
રામ–સરોવર તીરે મૃગલો ઉભો, દિસંતો ઘણો રૂડોરે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈયાનો કુડો, હો રમતાં૦ ૭
બ્રહ્માએ જ્યારે સૃષ્ટી રચી ત્યારે, સોનાનો નથી નીપજાવ્યોરે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો. હો રમતાં૦ ૮
સીતા–પ્રત્યક્ષ પારખું મારા પીયુજી, સાચો હશે તો સહાશેરે;
કુડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે. હો રમતાં૦ ૯

રામ–સાચો હોય તેને કયમ હણિએ, કયાં ગયું તમારૂં જ્ઞાનરે;
પોતાના સ્વાર્થને માટે, લ્યો છો પશુના પ્રાણ. હો રમતાં૦ ૧૦
સીતા–સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચીરે;
ઉજા તો મારિ લાવો મૃગને, તો જાણું વિદ્યા સાચી. હો રમતાં૦ ૧૧
રામ–બીજાં વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા, પત્ર, ફળ, ફુલરે;
પોતાનો સ્વાર્થ સરતો હોય તો, પાપ ન કરીએ મૂળ. હો રમતાં૦૧૨
સીતા–સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મરે;
મહારાજાને મૃગયા રમવી, ખરો ક્ષત્રીનો ધર્મ. હો રમતાં૦ ૧૩
રામ–મૃગયા માટે હમે નથી આવ્યાં, અમને શાની આશરે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ. હો રમતાં૦ ૧૪
સીતા–સાધુપણાં જ્યાં એવાં આદર્યાં, ધનુષબાણ શાને ઝાલોરે;
સાધુ થઇને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો. હો રમતાં૦ ૧૫
રામ–રામ કહે એ રાજપુત્રને, લખીયાં છે એંધાણરે;
કદાપિ કો બળીઓ દુઃખ દેતો, તેના લેવા પ્રાણ. હો રમતાં૦ ૧૬
સીતા–કહે સૂર્પનખા ભગિની રાવણની, તેનો શો હતો વાંકરે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યા કર્ણને નાક. હો રમતાં૦ ૧૭
રામ–સૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવેરે;
એક થકી અમે વાજ આવ્યાં તો, બીજીને કોણ લાવે. હો રમતાં૦૧૮
સીતા–સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલેરે;
સંસારનો લ્હાવો મારા કંથજી, નારી માગે તે આલે. હો રમતાં૦૧૯
રામ–પેર બેહી માગો તે આલું, કાયર ન થાવું કયમરે;
વનમાં આવીને લેવા રમણાં, નહિ સતીનો ધર્મ. હો રમતાં૦ ૨૦

સીતા–એવો કમખો મેં નથી પહેર્યો, કોટી ઉપાયે કંથરે;
જાત ભલીને ભાત અનોપમ, ઉજ્જવલ અંગઅનંત. હો રમતાં૦૨૧
રામ–એથી રૂડો કમખો શીવડાવું, સોનાનાં તાર નંખાવુંરે;
વારૂ ફુલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું. હો રમતાં૦ ૨૨
સીતા–નીપજાવી જે વસ્તુ નીપજે, તેમાં તે શી વંડાઇરે;
અણ નીપજીને અમુલ્ય જેની, જગમાં દિસે જુગતાઇ. હો રમતાં૦૨૩
રામ–એવા સ્વાદ હતા જ્યારે તમને, શીદ આવ્યા છો સાથેરે;
ઘેર બેઠાં નવ રહીરે ઘેલી, ઓઢત પહેરત ખાંતે. હો રમતાં૦ ૨૪
સીતા–પતિવ્રત મારૂં વ્રત પાળવું, પ્રિય વીના કયમ રહેવાયરે;
એક ઘડી નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય. હો રમતાં૦ ૨૫
રામ–પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચનરે;
મૂખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન. હો રમતાં૦ ૨૬
સીતા–દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યોરે;
થોડું કામને આળસ કરવું, હજી નથી ગયો આઘો. હો રમતાં૦૨૭
રામ–એ અણુસરજ્યું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તરે;
વ્યાજ વધારતાં જાય સમૂળમાં, ત્યારે રહીએ હાથ ઘસતે.
હો રમતાં૦ ૨૮
સીતા–વસ્તુ રાખીને દામ આપીએ, ત્યારે જાગે કયમરે;
રૂળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ. હો રમતાં૦૨૯
રામ–ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સુખરે;
જળ કાંઠે રહીને જે કૂવો, ખોદે તે મૂરખ. હો રમતાં૦ ૩૦

સીતા—સરિતાના જળ હોય ભરિને, કુપના ઉત્તમ કારીરે;
મહાજોગીએ મૃગત્વચા અહી, જો દીઠી કાંઇ સારી. હો રમતાં૦ ૩૧
રામ—તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્યરે;
ગૃહસ્થને રાજરિધ્ધિ રૂડીને, જોગીને રૂડો જોગ. હો રમતાં૦ ૩૨
સીતા—ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયેરે;
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે. હો રમતાં૦ ૩૩
રામ—એવડો મોહ ન ધરિએ માનિની, મનમાં સંતોષ સાહિયે;
જ્યારે જેવું મળે તે અનુભવીએ, ઝાઝાને નવ ધાઇયે. હો રમતાં૦ ૩૪
સીતા—સીતા કહે શા માટે ન કરીએ, સ્વાદ નવો નવો લેવોરે;
જોબનનો લાવો જુગજીવન, દિવસ ચારનો એ મેવો. હો રમતાં૦ ૩૫
રામ—અવસર કાંઈ ઓળખતી નથી, જેવો વેષ તેવું રમવુંરે;
આપણે રાજ્યની રિધ્ધિ ત્યજીને, આજે વનમાં ભમવું. હો રમતાં૦ ૩૬
સીતા—દુઃખના દિવસ કાલે વહી જશે, વહાણે પામશો રાજ્યરે;
સવેળાનું સંઘરયું હોય તો, અવસરે આવે કાજ. હો રમતાં૦ ૩૭
રામ—રાજ્ય બેસીશું ત્યારે મળશે, જેવી જોઇએ તેવી જાતરે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડીની શી વાત. હો રમતાં૦ ૩૮
સીતા—સીતા કહે શા માટે ન માગું, તમ સરખો જ્યારે પિયુરે;
લક્ષ્મણ સરખા દિયરજી મારે, લાડ કરૂં પછી કયારે. હો રમતાં૦ ૩૯
રામ—રામ કહે તને એ થી લલુતા, અબળાનો અવતારરે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર. હો રમતાં૦ ૪૦
સીતા—સીતા કહે સાંભળો મારા પીયુજી, ઝાઝુ કહે શું થાયરે;
જે સ્ત્રીને નહિ માન પીયુનું, તે વાયે લીધી જાય. હો રમતાં૦ ૪૧

રામ—રામ કહે તું વહાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાંજ્યુ રે;
ફરશુરામ સાથે જુધ્ધ કરીને, અયોધ્યામાં ગાજ્યું. હો રમતાં૦ ૪૨
સીતા—મનસા વાચાએ વહાલી હઉં તો, કહ્યું કરો મુજ કંથરે;
ઘડી અધઘડી જો વિલંબ કરશો તો, પ્રાણનો આણીશ અંત
હો રમતાં૦ ૪૩
રામ—રામ કહે હૈયે નવ હારો, આટલો દિ રમી જઇશરે;
તમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ. હો રમતાં૦ ૪૪
સીતા—એ સોગટડે હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસારે;
ઘડિ અધઘડિનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા.
હો રમતાં૦ ૪૫
રામ—પાસા પછાડીને ધરણીધર ઉઠયા, બાઇને બળાવી નારીરે;
લક્ષ્મણ બાપુ મઢીએ રહેજે, મૃગને લાવું મારી. હો રમતાં૦ ૪૬
પંડિતા—ધનુષ્ય લઇ ધાયા ધરણીધર, કુરંગ ઉપર ડાઢ પીસેરે;
જેમજેમ ઢુંકો જાય જગજીવન, તેમતેમ વેગળો દિસે. હો રમતાં૪૭
ચાંપ ચઢાવી મૃગલે માર્યો, મેલ્યું કસીને બાણરે;
મરતાં મૃગલે ચીસ નાંખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ. હો રમતાં૦૪૮
શબ્દ સીતાએ સાંભળ્યો, લક્ષ્મણ રામ તેડે છે તમારોરે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઇને સધારો. હો રમતાં૦૪૯
લક્ષ્મણ—લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનું રે;
રઘુ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું. હો રમતાં૦૫૦
સીતા—દક્ષિણ દીસે દિયરીઆ મારા, ઝાઝું રાક્ષસ દળ છેરે;
એકલડાં જાણીને જાઓ, બે એ બાવીશનું બળ છે. હો રમતાં૦૫૧

લક્ષ્મણ-એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મુજ ભ્રાતરે;
ચૌદ સહસ્ત્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ. હો રમતાં૦ ૫૨
સીતા-વેળા વેળાનાં ફળ છે દિયરિઆ, એવડો ગર્વ નવ ધરીએરે;
કયારે હારિયેને કયારે જીતીએ, તે માટે સંચરીએ. હો રમતાં૦ ૫૩
લક્ષ્મણ-લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાયરે;
તમને વનમાં એકલા મેલીને, ડગલું નહિ ભરાય, હો રમતાં૦ ૫૪
સીતા-સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટેરે;
સગો ભ્રાત શતરૂઘ્ન હોયતો, હમણાં દોડ ઉચાટે હો રમતા. ૫૫
લક્ષ્મણ-મુજને રામજી વહાલા ન હોયતો, શીદને આવું હું સાથરે
ભોળે ભાવે ભક્તિ કરૂં છું, જાણીને જ્યેષ્ટજ ભ્રાત હો રમતાં. ૫૬
સીતા-ભકિત કરો તે મુંજને ન ભાવે, મીઠું બોલ્યે નહિ મીઠુંરે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરીએ, આજ પારખું દીઠું; હો રમતા ૫૭
લક્ષ્મણ-ભલી સીતાજી બુધ્ધિ તમારી; મુજને એવો પ્રમાણ્યોરે
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો, હો રમતા ૫૮
સીતા-સીતા કહે તારા ગુણનું લક્ષણ પડી વેળા પરમાણ્યુંરે,
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું, હો રમતાં. ૫૯
દિયરિયા તુંને શાનું દાઝે, વહાલા નહિ શ્રીરામરે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ હો રમતાં; ૬૦
લક્ષ્મણ-તમને અહિંઆ દો સારૂ મેલું, સાસો કરૂં છું તેણેરે;
તમને જો લાંછન લાગે તો; વળતા મરીએ મહેણે હો રમતા ૬૧
સીતા-તેવાં ભોળા અમે નહિ દિયરિયા, જાનવસીયા મહારાજરે;
અવર પુરૂષ સાથે બોલું તો, લાગે કુળને લાજ હો રમતા ૬૨

લક્ષ્મણ-કેટલું બળ તમ અબળા કેરૂં; તનક તાલને હેલારે;
રાંધ્યું ધાનને પ્રેમદા સરખી, વણસતાં નહિ વેળા હો રમતાં ૬૩
સીતા-સીતા કહે તું શું સમજાવે, સાસું તણા સુત કાંલારે;
એકલો ઉજડમાં શાને જાયે, પ્રાણ તને તહારા વહાલા હો રમતાં ૬૪
લક્ષ્મણ-મુજને પ્રાણ જો વહાલા હોયતો, શીદ જાવું હું વંનરે;
વનફળ મેવા વિણી લાવું છું. બેઠા કરો છો ભોજન હો રમતાં ૬૫
સીતા-સીતા કહે તું શું દિયરીયા, મુજને રાખે વારીરે;
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી હો રમતાં. ૬૬
લક્ષ્મણ-ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયેરે;
એક દહાડે હરશો હઉં તો, સવે સાચું લહિયે હો રમતાં. ૬૭
સીતા-કપટી હોય તે કોઇશું હશે નહિ, રાખે મનમાં જાણીરે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી, હો રમતાં ૬૮
પંડિતા-વચન બાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપજ્યાં તનમાંરે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં હો રમતાં. ૬૯
શિલિમુખ રેખા કિધી લક્ષ્મણે, દાધી રામની આણરે;
કુડે કપટે જે કોઈ આવે, તેના જાજો પ્રાણ, હો રમતાં ૭૦
એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણીને લાગ્યો તાપરે;
કઠણ વચન કહયાં દિયરને, તેનું લાગ્યું પાપ, હો રમતાં. ૭૧
લાગ જોઇ લંકાપતિ આવ્યો, પાપીએ ચલાવ્યાં ચરણરે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ, હો રમતાં. ૭૨
ભગવાં વસ્ત્રને ભેખ સન્યાસી, કરમાં કમંડળ ધાર્યુંરે;
ક્ષુધાર્થીને આપો, ભિક્ષા આવી એમ ઉચ્ચારેયું હો રમતાં. ૭૩
આવો પ્રભુજી બેસો રૂષિજી, અમૃત બોલ્યાં વાણીરે;
દીને આસન ત્યાં આપ્યું, ગૃહસ્થાશ્રમ ધર્મ જાણી હો રમતાં ૭૪

રાવણ-કોણ માતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથરે;
ઉજ્જડમાં એકલડાં મેલીને, કયાંહાં ગયા બળવંત, હો રમતાં. ૭૫
સીતા-જનક પિતાને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુજી;
તાત તણાં વચન પાળવાને, અમે ત્રણે થઈ વન વાસ્યું હો રમતાં ૭૬
સોનાની શીંગનો મ્રગ આવીઓ, તો કંચુકીની થઇ અભિલાખારે
અગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા હો રમતાં ૭૭
પંડિતા-શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મરે;
ઓપર પગ મેલી દો બિક્ષા, રહેશે તમારો ધર્મ હો રમતાં ૭૮
પાપીનો પ્રપંચ ના પીછયો, ભામિની થઇ હઇએ ભોળીરે;
પોતાની વાત જે પરને કહેશે તે રહેશે આંખો ચોળી હો રમતાં ૭૯
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડીએ ધરીયોરે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરીને સંચરિયો હો રમતાં. ૮૦
ત્યારે તારૂણીને ત્રાસજ પડિયો, ધાજો લક્ષમણ રામરે;
આ પાપી કોઇ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ હો રમતાં ૮૧
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો જે મીત્રરે;
સીતાને મુકાવા કારણ, માંડયું યુદ્ધ વિચિત્ર હો રમતા. ૮૨
રાવણે એક કપટજ કીધું. પર્વત પાછળ રહીનેરે;
રૂધિરવાળા પાષાણ ગળાવ્યા. ભારે પડીયો થઇને હો રમતાં. ૮૩
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢ માંયરે;
મ્રગ મારીને રામજી વળીયા, જે જે રાઘવરાય હો રમતાં. ૮૪
નથીરે સીતા, નથીરે સીતા, નથીરે મઢુલી માંયરે;
કાગારોળ ત્યાં થઇ રહયો છે, ચકડોળ વાતે ત્યાંય હો રમતાં. ૮૫

પગલે પગલે શોધતા તેને, ગયા તે બેહુએ બાહરે;
ઋષ્યમૂક પર્વત માંહિ પહોંચ્યા, જ્યાં છે વાંદરાનો રાય, હો રમતાં ૮૫
સુગ્રીવ સાથે કરી મિત્રી, વાળીને નાંખ્યો મારીરે;
વાળીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી હો રમતાં. ૮૭
નર વાનર એકઠા કરીને, સાગર બાંધી પાજ્યરે;
રાવણને મારી કરીને, વિભિષણને આપ્યું રાજ્ય હો રમતાં. ૮૮
યુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવીરે;
સીતાજીના લાડ પાળ્યાંને, કાંચલડી શીવરાવી હો રમતાં. ૮૯
સ્વામિ આજ્ઞા ઓળંગીને, મમત ધર્યો બહુ મનમાંરે;
સતી સીતાને દુઃખ ઉપનું, તાપ વ્યાપિયો તનમાં હો રમતાં. ૯૦
પહેલે સીતા વિવાહ ગાયો, રૂકમિણી હરણ રૂડુંરે;
સીતા કંચુકી શોભે વર્ણવ્યો, કૃષ્ણ વિના સૌ કુડું, હો રમતાં. ૯૧
સતી ગુણ કૃષ્ણાબાઇ ગાયે, વડનગરમાં વાસરે;
રામ લક્ષમણ જાનકીની જય, સાથે હનુમંત દાસ હો રમતાં. ૯૨
જે જન હરીગુણ ગાય સાંભળે, તેહ તણાં દુઃખ વામેરે;
ધર્મ, અર્થને કામ, મુકિત ફળ, ચાર પદારથ પામે હો રમતાં. ૯૩

---

## દાણ લીલા.

### ગરબી ૧લી.

### રાધા કૃષ્ણ સંવાદ.

રાધા ને કૃષ્ણ–પાલવડો મેલોરે મોહનજી, મારગડે મને જાવા દે;
વળતાં રે આપીશ દાણ તમારાં, મહી મારાં વેચાવા દે.
વેચતાં તને કોણ વારે છે, સાંભળને રાધે પ્યારી;

દાણ દધીનાં આપને અબળા, વહેલી થા તું વ્રજનારી.
વ્રજનારી કહી નવ બોલાવીશ, છાનો રહે તું છોગાળા;
કહણ રાજ્ય છે કંસરાયનું, ગૌચારતા ગોવાળા.
હું ગોવાળીઓ તું ગોવાળણી, ફરી ગમે તો આવજે;
કંસ સરીખા સોલસે માટી, સાથે તેડી લાવજે.
તેડી લાવું ઘો મને જાવા, રોકી રહ્યા છો પરનારી;
રઘુનાથના સ્વામિ સાભળીઆ, ઘેલા થયા કંઇ ધીરધારી.
ઘેલો છું પણ દાણ ન મુકું, દાકરડો એકે ઓછો;
ગીરધારીએ ગોકુળ વસાવ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો.
મોટો હતો ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શીદ આવ્યો;
પરઘેર રહીને પેટજ ભરતો, તું દાણી કેમ કેહેવાયો.
વાંકા બોલી વ્રજની છોડી, કહે તો હૈયાનો હાર તોડું;
અમે દાણી છીએ ગોકુળ ગામના, કહે તો મહિના માટ ફોડું.
હાર ન તુટે માટ ન ફુટે, ન્યાય નગરમાં પુછાશે;
રઘુનાથના સ્વામિ શામળીઆને, એમ કેમ ગોકુળ રહેવાશે.
ગોકુળ ન રહે તો જા આ ટાણે, દાણ દધીના નહિ મેહેલું;
વસ્ત્ર હર્યાં તે ગયાં વિસરી, કાનાનું કાય નહિ ભોળું.
એકે નહોતી તો નવ લખ ધેનું, નહોતું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચંતી, હવડે સાજ જ આવ્યું છે.
હવડે હવડે કરતી રહેજે, મેહેણું દેતી મહીઆરી;
ધૂર્તપણું તુમાં ધુતારી, ઠગ પણામાં ઠગારી.
બોલ્યા વગર તું છાનો રહે, તારી માને મેહેણું દેવરાવે;
રઘુનાથના સ્વામિ શામળીઆ, આજુ શીદ કહેવરાવે.

## ગરબી ૨ ૭.

શ્રીકૃષ્ણ-ધૂતારી ગુમટા વાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે;
જાઓ કાહાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે.
વઢતાં વાયે વહાણુંરે, સહુએને વાજ આણુંરે.—ટેક.
ઉંચીને અલબેલડીરે, મુખ ઘણું ગુમાન;
જોબનીઆનું જોર જણાવે, હું ઉતારૂં અભીમાન. ધુ૰ આં૰
રાધિકા-નાનડી વયમાં નામજ કાઢયું, લોક કરે વખાણ;
મેં ખાયે ને આંખજ લાજે, માંહો માંહે શું દાણ
ચાલો પાધરી વાટે રે, સાખું છું નંદને માટેરે,–ટેક.
શ્રીકૃષ્ણ-આ ગોકુળમાં વસે ઘણીરે, મોટી જાત આહીર;
વહેવારની વાતે લજમ શાની, દીસે વઢકણની મીર ધુ. આં
રાધિકા-પાધરી વાટે તે લડે રે, જેને હોયે બે બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે કીધી શું છાપ, ચા. સાં
શ્રીકૃષ્ણ-છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદજીતણા, કોનીનવ માનું આણ ધુ. આં.
રાધિકા-સમજી બોલો શ્યામળા વહાલા, લોક સાથે શાં લાડ;
ભીખ માગીને પેર ભરો તો, પરમેશ્વરનો પાડ ચા. સા.
શ્રીકૃષ્ણ-ગોપી ગાળ દિયો અહંકેરી, છે જોરાવરનો પોરો;
ભીખ માગ્યાની પેર કહું તું કાન ધરની ઓરો, ધુ. આં
રાધિકા-કાન ધર્યાનું કામકાજ શું છે, સમજ્યાં મનની વાત;
એવો કો દેખતી નથી જે, મુને અડાડે હાથ, ધુ. આં.
શ્રીકૃષ્ણ-જો આવે રાણી ઇંદ્રાણી, તો મુકી જાએ માન;

તારૂં સર્વસ્વ લેઉં સુંદરી તો નામ ધરાવું કાન, ધ્રુ. આં
રાધિકા–તું ૭ વર્ષનો છોકરોને, ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપું શ્યામળા, તું આવે જો મુજપાસ, ચા. સા.
શ્રીકૃષ્ણ–તું મદમાતી આહીરડી, હું નિપટ નાનું બાળ;
બાળપણું દેખાડશું, થવા દેની સંધ્યાકાળ; ધ્રુ. આં.
રાધિકા–સંવાદ કરતાં દિવસ વિત્યો; અબળા આકળી થાય,
પ્રેમાનંદ પ્રભુ જાવા દિજે, ગોપિકા લાગે પાય, ચા. સાં.

---

## ગરબી ૩ જી.

કવિ— ગોરસ લઇને ગોપીકા, ચાલી વેચવા કાજે
આડો ઉભા આવીને, વચમાં વ્રજરાજે, ૧
મટુકી લીધી માથડે, ચાલી મહીવાળી
ઓચિંતાના આવીઆ, વનમાં વનમાળી ૨
મારગ રોકયો માવજી, આડા ઉભા છે આવી.
આવ ઓરી મહીઆરડી, એમ કહીને બોલાવી, ૩
શ્રીકૃષ્ણ—મહીડું તારૂં અમે લુંટશું, ઉભી રહેને મહીયારી;
સાચું જાણો સુંદરી, લેશું રીત અમારી ૪
રાધિકાઃ—જાવા દેને જાદવા, વાટે રોકોમા વહેતાં;
અમે મલાજો રાખીએ, તમ સાચું રે કહેતાં; ૫
સમજ્યા વિના નવ ઝાલીએ, પરનારીનો છેડો;
બ્રહ્માનંદ કહે રહો વેગળા, મેલી દ્યો ને રે કેડો ૬
શ્રીકૃષ્ણઃ—કેડો અમે કેમ મેલીએ, રીત લાગે તે લેશું;
દાણ લીધા વિના સુંદરી, જાવા કેમ કરી દેશું ૭

દહાડી ચોરી મારૂં દાણ તું; જાણીતીરે છાની;
જોબન ધનના જોરથી; થઇ છે મસ્તાની ૮
આજ મળી છે એકલી; મહીડું નહિં મેહેલું;
દાણ અમારૂં ચોરતાં; શું ધાર્યું તું પહેલું; ૯

રાધિકા—કોરે રહોને કહાનજી; જોયા જેવું રે થાશે;
રહીએ રાજાના રાજ્યમાં લુંટી નહિ લેવાશે; ૧૦
મુખડું સંભાળીને બોલીએ મા કરો જોરાજોરી;
દીઠા વિના નવ નાંખીએ, કોઇ ઉપર ચોરી ૧૧
દુરીજન લોક દેખશે; થાશે નામરે હાલું.
બ્રહ્માનંદ કહે વ્હાલમજી, મહી ટાંક ન આલું ૧૨

શ્રીકૃષ્ણઃ—ટાંક લેવું નથી માહરે; મટુકી લેવી બાધી;
ઉભી રહે અલબેલડી, આજ ખોળંતાં લાધી ૧૩
તું તો કેને નથી લેખતી, મચ્છરાળી મનમાં;
ઉપર પ્રગટ દેખાય છે, હલકાઇ તારા તનમાં ૧૪
બીક દેખાડછ કંસની, તું ભરાણી છો બળમાં;
કુડાંરે બોલી કામની, બોલે છે રે છળમાં ૧૫

રાધિકાઃ—રો' રો, હું તમને ઓળખું, હમણાં થયા છો દાણી
એવું બોલોછો આકરૂં, કાના શું તમે જાણી; ૧૬
અમને તો હલકાં દિઠડાં, તમે લક્ષણુતા ભારી;
રસીયાજી નવ રોકીએ, વનમાં પરનારી; ૧૭
કુડાં બોલીરે હું કામની, તમે સાચનું ગાડું;
બ્રહ્માનંદ કહે વઢવા જેવું, શીદ બોલો છો આડું ૧૮

શ્રીકૃષ્ણ:—આડું તો કંઇ નથી બોલતા, દાણ દેને તું મારૂ;
નહિ તો વિખાશે વાટમાં, મહિમાટલું તારૂં ૧૯
ગર્વભરી તું ગુજરી, જોબનની તું માતી;
દહાડી દહાડી સૌ દેખતાં, દાણ ચોરી ને જાતી ૨૦
કહેજે જઇ તું કંસને, દાણ લાગે તે દઇને;
મોવડ આવે માનુની, વહેલું દલ લઇને ૨૧

રાધિકા:—કરીએ નહિ ઝાઝી કાનજી, પરનારીની હાંસી;
બળ તો તમારૂં જાણીએ, આવ્યા છો નાશી. ૨૨
દહાડી અમે નહિ ચાલીએ, દાણ કેદિ ન દિધું;
બોશો મા ઠાલી આબરૂ, કહીએ છીએ સીધું. ૨૩
લાડકવાયા લાલજી, એલફેલ ન બોલો;
બ્રહ્માનંદ કહે જોરાવરી, શીદ બાઝતાં ડોલો. ૨૪

શ્રીકૃષ્ણ:—મુજને અચંબો થાય છે, તું દીઠામાં છોટી;
સાચું બોલ કોણે શીખવી, આવી તું રે મોટી. ૨૫
મહીની મટુકી ઉતારીને, અહીંઆ આવને ઓરી;
નહાની વયમાં નાર તું, શીખી દાણની ચોરી ૨૬
આવું રે રૂડું આજથી, તુમાં લક્ષણ ભારી;
માન ઉતારીશ માનની, ધીરી રહેને ધુતારી; ૨૭

રાધિકા:—નાર રૂપાળી જોઇને, ઘેલા થાવ માં ગીરધારી;
મોંઘી છે રે માવજી, મહીડાની ગોળી; ૨૮
ધુતી કહી તેં મુજને, તમેં મેણુલું દીધુ;
કોહોને તમારૂં કાનજી, અમે ધુતી શું લીધું; ૨૯

લાજ ખોશો તમે બાલજી, માણસમાં ભારી;
બ્રહ્માનંદ કહે અમે જાણુતાં, તમને બ્રહ્મચારી; ૩૦

શ્રીકૃષ્ણ:—મન મરતાની માનુની, ડહાપણમાં ડોલે;
મુજને તે મોહ પમાડવા, મીઠું મીઠુંરે બોલે, ૩૧
ડાહપણનું શું કામ છે, દાણ દેને તું મારૂં;
નહિતો આ ઘડીએ ફુટશે, મહીમાટલું તારૂં, ૩૨
એકલી વનમાં આથડે, છો કેનીરે છોડી;
રૂપ ઘણું તારા અંગમાં, લજ્જાનીરે થોડી; ૩૩

રાધિકા:—કોણ છ છેરા કુડીઆ, એવું બોલ છ આવી;
આવીરે વાતો તુજને, કયારે કોણે શીખાવી ૩૪
રહું છું રાજાના રાજમાં, મુજને કોણજ લુંટે;
સમજીને રહેજે વેગળો, મટકી નહીં ફુટે; ૩૫
તુંતો દાણી આવ્યો વાટનો, એ મેં સાંભળ્યું નો'તું;
બ્રહ્માનંદ કહે ઘર નંદનું, જાશે ઓસરી સોતું ૩૬

શ્રીકૃષ્ણ—બહુ એલી થા માં બોલકી, હું તો તુજને કહું છું;
માનુની તારાં મેણલાં, કહી વારનો સાહું છું; ૩૭
ડોળ ઘણો દરબારનો, મનમાં મહીયારી;
ઠગ વિદ્યા તુજમાં ઘણી, તારી આંખ ઠગારી ૩૮
બાર વરસની બાળકી, ચોરીમાં બહુ શુરી;
કાચું નથી કોઈ વાતનું, લક્ષણમાંરે પૂરી; ૩૯

રાધિકા:—નાનારે સરખા નંદના, છેટે રહેજેરે છોરા;
છેલ થયો તે ને જાણીઓ, ઘાલ્યા ફુલના તોરા ૪૦

કુડારે બોલા કાનુડા, હુંથી વેગળો રહેજે;
તુજ સરખી હોય નિર્લજ, તેને જઇનેરે કહેજે ૪૧
ઉભા રહો અલબેલડા, તુને કરશું રાજી;
બ્રહ્માનંદ કહે મહી નહીં મળે, જડશે ગાળો ઝાઝી ૪૨
શ્રીકૃષ્ણ:—એમ છબીલે સાંભળી, વ્રજ વનિતાની વાણી;
રીસ ચઢી વ્રજરાજને, મસ્તાની જાણી; ૪૩
જોર કરીને જાદવે, મહી મટુકી ઉતારી;
મોહનજીએ મહી લુંટીયું જોઈ રહી મહીયારી ૪૪
કોડીલે વર કાનજી, મનગમતું રે કીધું;
મહીની મટુકી માંહેથી, પોતે પૂરણ પીધું; ૪૫
પાયું પછી સખા સાથને, મન વાર કરીને;
ભેળા થઇ ગોવાળીએ, પીધું પેટ ભરીને; ૪૬
બીજું તે ઢોળી નાંખીયું, મહી મટુકીરે ફોડી;
ફાડી તે નવરંગ ચુંદડી, વળી બાવડી મરોડી ૪૭
મનમાં રીસાણી માનુની, કાંઇ દાવ ન લાગ્યો;
બ્રહ્માનંદ કહે રાવે ગઈ, જસોદાની આગે; ૪૮

## ગરબી ૪ થી

ગીરધારીરે વાલમ વાત વિચારો, મનમોહન આંખ ન મારો.
મનમોહનરે મુકો મારગ જાવા, કેમ રોકો જુમના જાવા—૨
રસીયાજીરે પ્રીત તમારી જાણી, મારી માંગશે દહીંની દાણી.
કહું વિઠલરે રહેજે અમથી આળગો, શીદ મને જાતાં વળગો.

ઝુલ.

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીત નવ જાણોરે.
હું જાણું જદુવીર શાણોરે, કહું કેશવરે મુકો કાવા દાવા.
કેમ રોકો જુમના જાવા ૧

નહીં આપુરે દાણ દહીંનું આજે, નથી લાવી તમારે કાજે;
મુકો પાલવરે ફાટે ચુંદડી મોરી, હું સમજી વાતો તમારી.

ઝુલ.

મુકો મહી મારાં ઢોળાશેરે, મારા ચીર ચુંદડી ભીંજાશેરે.
હરી હાણ હસતાં થાશેરે, પ્રભુ હમ શું રે ફંદ કરો કેમ આવા
કેમ રોકો જુમના જાવા ૨

હરી જાય છે રે સાથ સૈયરનો મારો. મેં જાણ્યો તુને ધુતારો.
નહિ સરશેરે અર્થ હરીવર અમશું, કહું છું મોહન સાંખુ તમશું.

ઝુલ.

નવ કરો નયનનો ચાળોરે. અમે દઈશું જદુવીર ગાળોરે.
લજવાશો કામણગારા શામળીયારે, શીખ કહું સમજાવા.
કેમ રોકો જુમના જાવા ૩

નવ નાંખોરે છાતીએ હાથ હઠીલા, કહું વચનતો પડશો વીલા.
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે.

ઝુલ.

મુકો હાર હઇયાથી તુટેરે, મારી ચોળીની કસ વછુટેરે.
વળી મહીનું ગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામિ બને કેમ આવા
કેમ રોકો જુમના જાવા ૪

## ગરબી ૫ મી.

મેં જાણીરે જીવણુ તારી પ્રીતી, નવ સમજો સ્નેહની રીતીરે.
વનમાળીરે વનમાં વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી.
વળી નણુદીરે કાનો કહી બોલાવે, મને મેણાં દઇને ખીજાવે.

### ઝુલણ.

મારો પરણ્યો મને દુઃખ દે છે રે, વળી વચન અલોકીક કહેછેરે.
તેથી અંતર બળતું રહે છે રે, પણ તોડીરે નથી પ્રીતમ તુજ પ્રિતી
નવ સમજો સ્નેહની રીતી ૧
શામળીયારે હાંક મને શીદ મારો, ના સાન કરી સમજાવો.
સહુ જાણેરે વાતલડી તારી મારી, કહે કેમ છાની રહે ગીરધારી

### ઝુલણ.

કહો કેમ શામળીઓ આવેરે, માટે કહું છું રે, મોહનમારી રીતી
નવ સમજો સ્નેહની રીતી ૨
કહે સાસુરે વહુજી રહેજો ઢંગે, કેમરે જાયે સામળીઆ સંગે
વહુ કાલેરે વાર લાગી કેમ વાટે, મળ્યો મોહન જુમના ઘાટે

### ઝુલણ.

શાથી ચુડી નંદાઇ તારીરે, કેમ ફુટી કંચુકી સારીરે.
વાત જાણું છું સારી નઠારીરે, તમે જોડીરે પાતળીઆ શું પ્રીતી
નવ સમજો સ્નેહની રીતી. ૩
માટે મોહનરે આવવું નહી દ્વારે, હું આવીશ જમુના આરે.
એસી સુખ દુઃખરે વાત કરીશું વનમાં, કો નવ જાણે જન ગોકુળમાં

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે,
છોજી પ્રાણજીવન મારારે; કહે ગોરધનરે ગામથી હું નવ બી'તી
નવ સમજો સ્નેહની રીતી. ૪

---

## ગરબી ૯ ઠી

### ગોવાળીયાના હારીયાં.

દુધ પીયો જાવા દો હમને, શ્યાને રોકો છો વંન;
એકલડી વન કેમ રહુ, ધ્રુજે છે મારૂં તન; દુધ૦ ટેક.
કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પુઠે આવે સૈયર સાથ. દુધ૦ ૧
દીવસે પરણ્યા પીયુ સાથે, ઉભાં રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગા રહે તો, પર શું કેમ બોલાય દુધ૦ ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે ભેગની રીત;
તેણે હું પ્રીછું નહિ જે, પુરૂષ કેવી પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે તેહ;
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછું નહિ કંઇ તેહ દુધ૦ ૪
તમ સરખી હોય તેને વાહો. મુકોની મારો હાથ;
બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ દુધ૦ ૫
કાલ પિતા પરણાવશેરે, ઉત્તમ સુંદર નાર;
પરથી ઘર વસે નહિ એ, વેદતણો વ્યહવાર; દુધ૦ ૬
સુખ ટળે શરીરનું જો, કોઇ શું લાગે મન;

ચીતવ્યું તો નવ પામીએ, અતી દોહિલા દુરીજન; દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે. ચતુરાઇની પેર;
જો મન તમારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર દુધ૦ ૮
મારગમાં ન બોલાવીએરે, આવતા દેખે લોક;
બાલણ પ્રભુ રઘુનાથજી, જુઠાં આળ ચઢાવા ફોક દુધ૦ ૯

## ગરબી ૭ મી.

જાઓ નંદના ગોવાળીઆ તું શેનું માગે દાણ;
જેતું આવીસ ઢુકડો તો, કંસરાયની આણ જા૦ ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ જા૦ ૧
પાંપણ ઉપેર પાઘડીને, અણીયાળાં લોચન;
કરમાં કાળી કાંબલી કાં, વદે મીઠાં વચન જા૦ ૨
અંગ મા મોડીસ આવડું તું, રાખજે તારો ભાર;
ચંચળ ચાળા શા કરાં છું, તે વાણી નહીં નાર જા૦ ૩
જો તુંને નિર્મળ સાંભળ્યોરે; વસતો વંદ્રાવન;
ભરમે ભોળીના જાણતો, અતિ કઠણ છે મારૂં મન જા૦ ૪
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, બાલણ પ્રભુ રઘુનાથ જા૦ ૫

## ગરબી ૮ મી.

ઉભી રહેરે આહીરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડીને મેં ઓળખીરે, અવર નહિ કોની તોલ ઉ૦

મારગે છોડી અંબોડલોરે, હીંડતી મોડા મોડ;
સામું જોઇને ચાલીએ પંથ આવડોયાનો શોર
સતી ન સામું ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે તેની, આંખડલીમાં નહિં માલ ઉ૦ ૨
દાણ લાગે આ દામનું, અહીં નથી કંસનો લાગ;
વણ પૂછે આવે નહિ, આવે તો મારો ભાગ ઉ૦ ૩
આવતાં આવી કામિની, હું જે માગું તે આપ;
બાલણ પ્રભુ રઘનાથજીને, અંતર આણી થાપ. ઉ૦ ૪

### ગરબી ૯ મી.

ઓરા આવરે આહીરડા, મેં જાત તારી જાણી; ટેક.
જુલમ કરાં છો જોરાવરરે, કંસરાયને કહીશું;
નીત્ય ઉઠીને દુઃખ દયો છો તો, ગોકુળ મુકીને જઇશું ઓ. ૧
અમો દાણી નંદરાયનારે, મન માને તે લઇશું;
કહે જે તારા કંસરાયને, હમે ઉત્તર દઇશું—ઓ. ૨
તું સરખા મારે ઘેર ઘણારે, મારને પાએ પાણી;
તારૂં બોલ્યું સાંખું હું તો, નંદનો કુંવર જાણી;—ઓ. ૩
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
લટપટપણું નવ કીજીએ, બાલણ પ્રભુ રઘનાથ ઓ. ૪

### હાથુલાલા

ગોપીઓ:— માથે મટુકી ભરી મહીડાંની ગોળી.
જાઇએ મથુરાં બળી, સહીયરની ટોળી;

હાંરે મહી વેચવાને આવી મહીયારી,
ગોરસ બહુ મીઠાં લાવીજો, ટેક.
કૃષ્ણ:— આવો મહીયારી છબીલી છળનારી;
ઠગી જાવો છો રોજ તમે ઠમારી;
હાંરે દાણ આપો હમારાં બીજનારી.
ધુતારી હાથ આજે આવી છો,
ગોપીઓ:— કોનો છોરૂ છો અલ્યા કેણે ફુગાવીયો,
દાણી થઇને અહીં ક્યાંથી તું આવીયો;
હાંરે જાત દીસે આહિર જેવી તારી, ગોરસ૦
કૃષ્ણ:— નંદનો કુંવર નામ કહાનજી છે માહરૂં,
વિવાહ વિચાર છે કે પુછો છો વારૂં,
હાંરે નથી માહરા લાયક તમે નારી, ધુતારી૦
ગોપીઓ:— જાણી છે તમ જાતડી, ને જાણ્યું છે તમ નામ;
છાશ કટોરા કારણે, અલ્યા કરતો તું સૌને
પ્રણામરે મોહન મતવાલા
ચોરી ખાતો માખણ ધામે ધામરે નંદતણા લાલા
કૃષ્ણ:— હર્યાં વસ્ત્ર તે વાત ભુલી ગઇરે વ્હાવરી બીજનારી
પાછી આજે મદમાતી થઇરે, છાકે છકેલ નારી;
ગોપીઓ:— ગાયો ચારી કાલીંદ્રીને તીરરે મોહન મતવાલા,
પાડી દીધું આ શ્યામ શરીરરે નંદતણા લાલા
કૃષ્ણ:— સાથ સંપી આવી છો આજરે વ્હાવરી બીજનારી,
પણ રહેવી નથી તમ લાજરે, છાકે છકેલ નારી;

ગોપીઓ:— રહો છેટા જસોદાના છઇયાંરે, મોહન મતવાલા,
દાણ સારે દઇશું તમને દૈયાંરે નંદતણા લાલા,
કૃષ્ણ:— દાણ જેણે નથી અમ દીધાંરે, બ્હાવરી બીજનારી
તેના વસ્ત્રાભૂષણ હગે લીધાંરે છાકે છકેલ મારી,
ગોપીઓ:— સતાવશો જો બહુ તમે, તો કરશું કંસને જાણ;
કૃષ્ણ:— કાઢીશ વંશ તમ કંસનો,
એના મંદિરના પાડીસ પાસાણરે, બ્હાવરી
બીજનારી,
મ્હેલ વચ્ચે મંડાવીશ કાણરે, છાકે છકેલ નારી:
જઇ કહેજો કે હવે સંભાળરે, બ્હાવરી બીજનારી
તારો પ્રગટયો છે ગોકુળમાં કાળરે, છાકે છકેલ નારી

---

## ગરબી ૧૦ મી

એણી વાટે ન જઇએ બાઇ, નંદ કુંવર રહે છે, ટેક.
બંસીબટની વાટમાં એણે, માંડી છે ખંધાઇ;
કંસરાયને મન ન આણે, બળીઆ છે બે ભાઇ એણી૦ ૧
ગોવરધન ગીરીધારી માટે, વાધી એની વડાઇ;
રાધા સરખી રૂપે રૂડી છે, બીજની ચતુરાઇ, એણી૦ ૨
ચાલોની આપણ સઘળાં જઇએ, જમનાજીને ધાર;
બ્રાહ્મણ પ્રભુ રૂઘનાથજીને, જોઇએ જઇને દાડ; એણી૦ ૩

---

## ગરબી ૧૧ મી

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો;
ગોરા આહીરનારે, તારા મુખનો મટકો જો, ટેક.
ચટકો તારી ચાલનો, પાવડીએ કંગર કોર;
ઘુમક ઘુમક ઘુઘર વાજે, નેનમાં નાચે મોર; છબીલા. ૧
તાણીને બાંધે પાઘડીરે, ટળકતો મુકે તોર;
શેરીએ લથડતો હિંડે, મુખે મોરલી ઘનઘોર; છબીલા ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાણે હવેરાં ઢોર;
બાલણુ પ્રભુ રઘનાથજી મારાં, ચીતડાંના ચોર; છબીલા ૩

---

## ગરબી ૧૨ મી

ભીખુભાન કેરી બેટડી, સધા છે મારૂં નામ;
દધી તણા જો ખપ કરોતો, આવજો ગોકુળ ગામ, ભીખુ. ૦
લંપટ સંપટ નાથજીરે, કપટીકાળા કહાન;
દધી તણું જો દાણ લેશો તો, કંસને થાશે જાણ; ભીખુ૦ ૧
વૃંદાવનની વાટમાં તમે, શાને રોકો ઘાટ;
તારી માતા તો બાવડું મોટું, લેતી મહીનું માટ, ભીખુ૦ ૨
રાધા તો દાણ નહિ આપેરે, તમારૂં શું જોર;
પિતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર; ભીખુ૦ ૩
સિધલે આરમ આલીઓરે, ગોવાલીઆની સાથ;
છેલપણું નવ કીજીએ, બાલણુ પ્રભુ રઘનાથ; ભીખુ૦ ૪

## ગરબી ૧૩ મી
## વાંસળીના હારીયાં.

ધુતારા ધરણીધર તારી, વાંસળીરે લોલ;
વાંસળીએ કંઇ ઘેલું કીધું, ગામજો, ધુતારા૦ ટેક.
સખી નહાતાં ધોતાં દહોતાં વલોવતાં નિસર્યાંરે; લોલ;
ઢળવાં પડતાં રડતાં મુકયાં બાળ જો; ધુતારા૦ ૧
સખી સાસુ સસરો જેઠ જેઠાણી નવ લજાંરે, લોલ;
કંથજીને વ્હડતી મુકી રીસ જો, ધુતારા૦ ૨
સખી મધરાતે ગોહનગેહ, કદમ વ્હડીરે લોલ;
ગોપીજનનાં હરીયાં છે કંઇ ચીર જો ધુતારા૦ ૩
સખી અવળાં વસ્ત્રને અવળાં આભ્રણ પહેરીયાંરે લોલ;
કાનતણાં લક્ષ કેડે ધાલ્યાં, દોડે જો. ધુતારા૦ ૪
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપીજનની પુરી છે કંઇ આશ–જો. ધુતારા૦ ૫

---

## ગરબી ૧૪ મી.

મીઠીને વાગેરે વનમાં વાંસળીરે લોલ૦ ટેક.
પાણીડાંને મસેરે બેની જોવા નીસરીરે લોલ,
બેડું મુકયું સરોવરની પાળ જો, ઉંઢણી વળગાડી આંબા
ડાળજો;

નીરને ભુલીરે હરીને શોધતાંરે લોલ,
નાં દેખું કંઇ નંદજીના લાલ જો. મીઠીને૦ ૧
સાસુ સસરોને જેઠ જેઠાણી નવ લહ્યાંરે લોલ,
શું કરીએ બાઇ સાસુડીનું સાલજો;
સસરાજી મારો રે દીએરીઓ દોડીલોરે લોલ,
નણંદ મારી જુઠાં ચઢાવે આળ જો. મીઠીને૦ ૨
સખી એ માણુસ તો હળવે શું આવે નહિરે લોલ,
હમે કરતાં જપતપ તીરથ દાન જો; મીઠીને૦ ૩
સફળ થયો જન્મારોરે સખી એક સેંજમાંરે લોલ,
આંખલડીએ કીધી મુને સાન જો. મીઠીને૦ ૪
જોતાંને જોતાં રે મળીયાં કુંજમાંરે લોલ,
ગોપી સઘળી આવે તમારી પાસ જો; મીઠીને૦ ૫
રામકૃષ્ણ પ્રભુ રાસ રમાડીને રીઝવ્યાંરે લોલ,
ગોપી જનની પ્રેમે પુરી આશ જો. મીઠીને૦ ૬

---

## ગરબી ૧૫ મી.

હસવા સરખા હરીશું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું થીજ મંડલ શુભ ધામ જો. હસવા૦ ટેક.
સખી નહાતાંને ગાતાંરે ગુણ ગોવિંદનારે લોલ;
વસવા સરખું વંદ્રાવન શુભ ગામ જો, હસવા૦ ૧
તીરથ મારે કીરત કેશવરામનુંરે લોલ;

પીતું મારે પ્રેમ તણું રસપાન જો. હસવા૦ ૨
નાત હમારી નીર્મળ નંદકુંવેર શું રે લોલ;
ભાત હમારી સુંદરજી શું ભળતી જો. હસવા૦ ૩
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાય જો. હસવા૦ ૪

---

## પરચુરણ ગીતો. (૧)

મેંદી મેંદી શું કરોને, મેંદી મોટાં ઝાડ,
એક ડાળું હલાવીએ તો, ડાળાં હાલે ચાર, સૈયર મેંદી લેસોરે.
મારી સાસુએ એમ કહ્યાં, જે, વાસીદાં વાળી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં; જે કચરા વેરી મહેલ, સહીયરેમેંદી૦
મારી સાસુએ એમ કહયાં જે, પાણી ભરી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે, બેડાં ફોડી મહેલ, સહીયર૦
મારી સાસુએ એમ કહયાં જે, રાંધણુ રાંધી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે, ચુહલો છાંડી મહેલ. સહીયર૦
મારી સાસુએ એમ કહયાં જે. રોટલા ઘડી મહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે, કહલેડાં ફોડી મહેલ. સહીયર૦

---

## ગીત ૨ જું.

હું તો સીંગોડા તળાવ પાણી ગઇતીરે;
મને સીંગોડાની મંછા થઇતીરે,

અલ્યા એક સીંગોડું ખાવા દેજેરે;
મારા હાથના બાજુબંધ છોડી લેજેરે.
મારે બાજુબંધે લીલી પીળી લીટીરે;
પેલી સુકલાણીને મારી ખીંટીરે.
પેલી સુકલાણી તે પાણી ભરવા ગઈતીરે;
પેલો શુકલીઓ તે ઘોડાં પાવા ગયોતેરે.
પેલી શુકલાણીનાં કલ્લાં કાંબી ખળકયાંરે;
પેલા શુકલીઆના ઘોડાં ભડકયાંરે.
શુકલે શુકલાણીને સે મસે મારીરે;
મારી હુતીને મેં મારી, કૂર કાચોને મેં મારી.
મગ મોળાને મેં મારી, દાળ દાઝીને મેં મારી;
પાપડ બળ્યોને મેં મારી.

---

## ગીત ૩ જું.

મારો સસરો પાટણ ગયો તો, પાટણના બી લાવ્યોરે, હેલી
તુંબડીનો રણકો વાગ્યો.
મારા દિએરે તુંબડી વાવી, વાવ્યાના ગુણ ગાઉંરે હેલી તુમ૦
મારા જેઠે તુંબડી મોરી, મોરયાનાં ગુણ ગાઉરે-હેલી તુમ૦
મારી સાસુએ તુંબડી વધારી, વધારયાના ગુણ ગાઉંરે હેલી તુમ૦
મારો સસરો જમવા બેઠો, વ્હેલી વ્હેલી પાટલા માંડુંરે. હેલી તુમ૦
મારો સ્વામિ જમવા બેઠા, વ્હેલી વ્હેલી લોટા ભરૂંરે. હેલી તુમ૦

મારાં છોકરાં જમવા બેઠાં, વ્હેલી વ્હેલી કોળીઆ ભરાવુંરે.
હેલી તુમ૰
શોકનાં છોકરાં જમવા બેઠાં, ધાછને ઢીકો મેલુંરે. હેલી તુમ૰
મારી શોક જમવા બેઠી, વ્હેલી વ્હેલી હાંસ્લાં ફોડુંરે. હેલી તુમ૰

---

## ગીત ૪ થું.

બગલું એ આવે એ જાયરે, બગલું ફોકટ ફેરા ખાયરે.
બગલું મોડાતીને લઇ જાયરે, પાછળ ભાઇ દોડયા જાયરે.
એ મારી ગોરીને લઇ જાયરે, એ મારૂં લવેંગ લુંટાય જાયરે.
એ મારા મોતીનું મુલ જાયરે, એ મારૂં પલ્લું ઝાંખું થાયરે.

---

## ગીત ૫ મું.

ચલ્લરે ગાગેર ચલ્લરે ગાગેર જમનારે જઇએ.
જમનાજી રળીઆમણાંરે ગાગેર ઘુમે.
પાણીડાં જાઉં તો મને કાંકરારે ખુંચે.
સાયબા કાચ ઢળાવોરે ગાગેર૰
રોટલા ઘડું તો મારા હાથડારે દુઃખે;
સાયબા સાહેલી લાવરે ગાગેર૰
સાહેલી આવે તો મારે સરખો ભાગ માગે;
ઘરમાંથી ઝુપડુંને સોક ભાગ માગે.
રહેવા નથી ઝુંપડુંને સોક ભાગ માગે;

બેસવા નથી ઓટલોને, સોક ભાગ માગે.
ખાવા નથી રોટલોને, સોક ભાગ માગે;
સાથબા બીજી લાવરે ગામેર ઘુમે.

---

## ગીત ૬ ઠું.

ખતરીવાડાની ખતરેણુ લાલ હંબોડારે.

ખતરેણુ આવી બેઠી ગોખ લાલ૰ તે તો મોડાતીની શોક લાલ૰
ભાઇ છાના પેંડા લાવે કે લાલ૰ પેલી ખતરેણને ખવડાવેરે લાલ૰
મોડાતી બારીએ બેસી રૂવે કે લાલ૰ એની સાસુ આંસુ લુહે કે.
લા૰૦
વહુઅર આવડી શી છે પેર લાલ૰ ખતરેણુ કાલે જાશે ઘેર લાલ૦
આપણે કરીશું લીલા લ્હેર. લાલ હંબોડારે.

---

## ગીત ૭ મું.

ઓ રાણા ઓ રાયમલ્લ હિંદવાણી, ઓ રાણા બાપ. હિં૰
તમે કાળીને શું મોહયા લાલ. હિં૰ એ કાળી કામણગારી લાલ. હિં૰
એના ચોટલામાં ચોર લાલ. હિં૰ એના અંબોડામાં મોર લાલ. હિં૰
એના માંદળીઆમાં ચીઠ લાલ. હિં૰ એને કામણ કરતાં દીઠી લાલ
હિં૰
એના સડકામાં સાપ લાલ. હિં૰ તે તો વહુનો બાપ લાલ. હિં૰

---

## ગીત ૮ મું.

હાંહારે કે ચોરા બાબનના,
હાંહારે કે બેઠક મોટાની હાંહારે, કયા બાપ બેઠા છે હાંહારે-
ભાઇ બેઠા છે.
હાંહારે મોડાતી પાન આપે, હાંહારે કે પાન આપતાં વાર લાગી.
હાંહારે કે સોટીઓ સાત મારી, હાંહારે કે ટપલાઓ ત્રણ માર્યા.
હાંહારે કે ઢીકા નવ માર્યા, હાંહારે કે સાયબા શા માટે.
હાંહારે કે વાંક નથી હમારો, હાંહારે કે વાંક છે નણંદીનો.
હાંહારે કે તેણે મને મરાવી.

---

## ગીત ૯ મું.

સુંના બ્હેડું રૂપલા ઉંઢાણી જો, રાજાની રાણીરે પાણીડાં
સાંચર્યાં જો.
પાળે ઊભા હંસલીયા બેચાર જો, એકને ઉભોરે વનનો મોરલો જો
રાણી પાણી ભરેને મોર ઢોળે જો, રાજાની રાણીરે મોર સંગે
રંગે રમ્યા જો,
રાણીએ કંઇ મોરલીઆને શિખ દીધી જો, મોરલીઆ તું
ઝીણે વન જઇ બેસ જો.
ઝીણેને વનેરે સળાયો નહિ સાંચરેજો, રાણીજી પાણી ભરી
ઘેર આવ્યા જો.
રાજાજી કંઇ બારણું ઉઘાડો જો, રાણીજી પાણી ભરી ઘેર
આવીયાં જો.

રાજાએ કંઇ બારણાં ઉઘાડયાં જો, રાણીએ કંઇ રાજાજીને
શીખ દીધી જો.
હણજો હણજો હંસલીયા બે ચારને, એક મા હણશોરે
વનનો મોરલો જો.
રાજાજી શીકાર રમવા સંચર્યા જો, હણીયા હણીયા હંસલીયા
બે ચાર જો.
એકને હણીયો વનનો મોરલો જો, રાજાજી શિકાર રમી ઘેર
આવ્યા જો.
રાણીજી કંઈ બારણાં ઉઘાડો જો, મોરને દેખી રાણી મુર્છા
ખાઇ પડયાં જો.
કહો તો રાણી દાતણ પાણી લાવું જો, દાતણ કરીએરે
આપણ બેઉ જણાં જો.
તમે કરો તમારાં છોરૂને કરાવો જો, દાતણ કરવાની મારે
આખડી જો.
ઉઠો રાણી રસોઇ નીપજાવો જો, ભોજન કરીએરે આપણ
બેઉ જણાં જો.
તમે કરો તમારૂં છોરૂને કરાવ જો, ભોજન કરવાની મારે
આખડી જો.
કહો તો રાણી સાળુડા ખીલાવું જો, પાલવે છપાવું
વનનો મોરલો જો.
કહો તો રાણી ટોડડી ઘડાવું જો, તેમાંને ચીતરાવું
વનનો મોરલો જો.

હું કરું તમારી ટોટડીની જોડ જો, હૈયાંનો હારરે
મોરલો મારીયો જો.
રાજાજી કંઈ ચંદનકાષ્ટ અણાવો જો, તેણેને રચાવોરે
મંડપ ઓરડો જો.
રાજાની રાણીરે મોર સંગે બળી મુઆં જો, રાજાની રાણીરે
મોર સંગે સતી થયાં જો.

—oo—

# લગ્ન પ્રસંગે ગવાતાં ગીત.

——(o)——

## ગણેશ બેસાડવી વખતનું ગાવાનું ગીત.

### ગીત ૧ લું.

દુંદાળોને દુઃખ ભંજન નામ;
શંભુ કુંવર સુખ ધામરે,—રૂડા ગણેશ દુંદાળો. ૧
ગૌરવરણ ગજવદનો અવિનાશી,
સર્વે સુખનો રાશીરે,—રૂડા ગણેશ દુંદાલો. ૨
એકદંત ત્રીલોચન પ્યારો;
મોદકનો જમનારોરે,—રૂડા ગણેશ દુંદાલો. ૩
સરવ આભુષણ શોભેરે અંગે;
નારી સિદ્ધિ બુદ્ધિ સંગેરે—રૂડા ગણેશ દુંદાલો ૪
ગણ નાયક વર ઉંદર ગામી;

વિઘ્ન વિનાશી બહુનામીરે,—રૂડો ગણેશ દુંદાળો. ૫
વિદ્યાસાગર બુદ્ધિ વિશાળ,
ચંદ્ર વિરાજે ભાલરે,—રૂડો ગણેશ દુંદાળો. ૬
ચૌદ વિદ્યા ગુણ જાણસુજાણ,
સુર મુનિ કરે વખાણરે,—રૂડો ગણેશ દુંદાળો. ૭
પ્રેમાનંદ કહે આનંદકારી;
પુજો ગણપતી ભય હારીરે,—રૂડો ગણેશ દુંદાળો, ૮

—••—

## પીઠી ચોળે તે દિવસે

### ગીત ૨ જું.

પીઠી ચોળોરે પંચકલ્યાણી, પીઠી કીયેરે મુલકથીરે આણી. ૧
પીઠી અમદાવાદ શહેરથીરે આણી, પીઠી સુરતમાંરે ગવાઈ. ૨
પીઠી પાવલાનીરે પાશેર, પીઠી અડધાનીરે અચ્છેર. ૩
પીઠી રૂપૈયાનીરે શેર, પીઠી આણી હમારેરે ઘેર. ૪
પીઠી પડીકે બાંધી ઘેર આવે, પીઠી મામોને મામી લાવે. ૫
પીઠી રૂપાં વાડકડે ઘોળાય, લાડકડાને અંગે ચોળાય. ૬
પીઠી કેળની કાંધી ધાડી, પીઠી ચોળે લાડકડાની માડી. ૭
પીઠી કુંકા ફેરીરે ઝેણુ. પીઠી ચોળે લાડકડાની બ્હેન. ૮
પીઠી જોવા જસોદાને તેડે, ઉભાં દેવજી આંગણાં હેડે, ૯
જોગો નંદનાઘડીઓરે નરખી. ગુણ ગાયે કૃષ્ણાબાઈ હરખી ૧૦

—••—

## ગીત ૩ જુ.

આવો માલેણુ બેસો બેસણેરે,
કહો તમારી વાડીયોનાં મુલ, માલેણુ રાણી એમ ભણેરે.
લાખે બે લાખે મારો મોગરોરે,
અધલાખે ચાંપલીયાનો છોડ માલેણુ રાણી એમ ભણેરે.
લાખ ખરચીને લે.ની—* રે,
લાડેકડારે મુજીઆજીને કાજ, માલેણુ રાણી એમ ભણેરે.

—oo—

## ગીત ૪ થું માલેણનું ૨.

લટકાળીરે માલેણ લટકેરે આવે, લટકે લાવેરે ચાંપાં ચોસેરાં ૧
લટકાળારે શ્રીકૃષ્ણ ગામ પધાર્યા, કોણ હોરેરે ચાંપાં ચોસેરાં. ૨
લટકાળાંરે રૂકમણી મૈયર પધારયાં, કોણ પ્હેરેરે ચાંપાં ચોસેરાં ૩
લટકાળીરે માલેણ લટકેરે આવી, લટકે લાવીરે ચાંપાં ચોસેરાં ૪
લટકાળારે શ્રીકૃષ્ણ ગામથી આવ્યા, તેણે હોર્યા રે ચાંપાં ચોસેરાં ૫
લટકાળાંરે રૂકમણી મૈયરથી આવ્યાં, તેણે પહેર્યાંરે ચાંપાં ચોસેરાં ૬
લટકાળીરે માલેણ લટકેરે આવે, લટકે લાવેરે ચાંપાં ચોસેરાં ૭
લટકાળાંરે–ભાઇ ગામ પધાર્યા, કોણ હોરેરે ચાંપાં ચોસેરાં. ૮
લટકારાંરે–વહુ મઇયર પધાર્યાં, કોણ પહેરેરે ચાંપાં ચોસેરાં ૯
લટકાળીરે માલણ લટકેરે આવી, લટકે લાવીરે ચાંપાં ચોસેરાં ૧૦

લટકાળાંરે-ભાઈ ગામથી આવ્યા, તેણે હોર્યાંરે ચાંપા ચોસેરાં ૧૧
લટકાળાંરે-વહુ પીયરથી આવ્યાં, તેણે પ્હેર્યાંરે ચાંપા ચોસેરાં ૧૨

---

## ગીત ૫ મું માલણનું ૩

સ્વચ્છ ગુલાબ ગુંથીને લાવ, માલણ તારો ગજરોરે
માંહે મોગર કળી ગુંથાવ, માલણ તારો ગજરોરે;
તારા ગજરાનો આપીશું ગજરો, માલણ તારો ગજરોરે;
ચંએલી ચોક ગાળે ગાળે, ભરજે, ચંપા કળી ચતુંરાઈથી ધરજે;
કેવડે કોર બંધાવ, માલણ તારો ગજરોરે;
જાઈની ફુલ જાસુંદીની જાળી, પાંખડીએ પારીજાત રૂપાળી;
મોતીડાં માંહે ટંકાવ, માલણ તારો ગજરોરે;
જરકશી ફુમતાં હીરની આંટી, અમુલ્ય અત્તર અંબર છાંટી;
શીરે બંધાવ તારો ગજરોરે;

---

## રાતનાં ગાવાનાં ગીત.

### ગીત ૬ ઠું.

લીલી ઘોડીરે લીલો ચાબખો, ઘોડી ઘણુ ગાજે;
લીલડાં જડીત્ર પલાણ, વ્હેવણ મારી છંદે નાચે;
છંદે ઘુંઘવ્યાંરે ઘુંઘર્યાં, ઘોડી ઘણુ ગાજે;
હોંસે રંગાવ્યા કાળા દાંત, વહેવણ મારી છંદે નાચે;
ઘોડી ચડી ઝીલાવર સંચર્યા, ઘોડી ઘણુ ગાજે;
મોહી રહ્યા ચારો દેવ, વ્હેવણ મારી છંદે નાચે;

પહેલેને વિશ્વનાથરે મોહી રહયા, ઘોડી ધણુ ગાજે;
ગયામાં ગદાધર દેવ, વ્હેવણુ મારી છંદે નાચે;
ત્રગણે ને કંતારનાથ મોહી રહ્યા, ઘોડી ધણુ ગાજે;
ચોથલે મ્હોળેશ્વર દેવ, વ્હેવણુ મારી છંદે નાચે;
ચારોએ મોહીને શું કીધાં. ઘોડી ધણુ ગાજે;
રાખ્યા મારા દમ્યના રંગ, વ્હેવણુ મારી છંદે નાચે;

---

## ગીત ૭ મું.

### વરને કે કન્યાને પરણુવા પહેલાં સ્નાન કરાવતાં ગા. ગી.

અંઘોળડી ગંગાના નીરરે, લાડકડો અંઘોળ કરે રે, ૧
અંઘોળડી માડીને હાથરે, લાડકડો અંઘોળ કરે રે. ૨
અંઘોળડી તાપીનાં નીરરે, લાડકડો અંઘોળ કરે રે. ૩
અંઘોળડી બ્હેનને હાથરે, લાડકડો અંઘોળ કરે રે, ૪

---

## ગીત ૮ મું.

### ગણપતિ પૂજન કરે તે વેળા ગાવાનું ગીત.

વાન સોભાગીરે જીયાવર તો, વાનશી કયાં હવોરે, ૧
કોણે તારાં નયણાં સમાર્યાં તો, કોણે તારી સેસ ભરીરે, ૨
આદિતે નેયણાં સમાર્યા; તો રના દેવે સેસ ભરીરે, ૩
એ લાડકડા સુનૈયાની મૂઠ, રૂપયા તારે ભામણેરે, ૪
ભામણીયાં તો લેછે માને બાપ તો, બ્હેન કરે ઓવારણાંરે, ૫

---

## ગીત ૯ મું.

### ( ઘોડે ચડતી વખતે ગાવાનું ગીત ).

કુંએર હેલ દઇ ઘોડે ચ્હડીયા, તારા વેરીને ધાસકા પડીયા;
કુંએર દહીંના ગોરસ ખાટાં, ત્હારા વેરીના હૈયડલાં ફાટાં;
કુંએર દહીંના ગોરસ મીઠાં, ત્હારા વ્હાલાંએ અચરત દીઠાં;
કુંએર ખુંપે છે અસરોને મસરો, જોવા આવ્યાં તે સાસુને સસરો
કુંએર ખુંપે તે જડીઆરે ખાપ, સાજનમાં સોહચે જીઆવરના બાપ
કુંએર ખુંપે તે જડીઆરે હીરા, સાજનમાં સોહએ
જીઆવરના વીરારે,
કુંએર ઘોડે છે ફુલની ખાપર, તારૂં સભા સોભીતુંરે સાજન
કુંએર ઘોડે છે ફુલની વાડી, કરવડી ઝાલે જીઆવરની માડી
કુંએર ઘોડા પાછળ કામધેન; રથ બેસે જીયાવરની બ્હેન.

---

## ગીત ૧૦ મું.

### ( વરને પોંખતી વખતે ગાવાનું ગીત ).

સેરી સેરી ઘુઘરડા વાગે છે; કોઇ ઉમરાવ જાદો આવે છે,
કોઈ જાન કરો પીછાન કરો, પેલા નવલા વેવાઇને જાણ કરો
પેલા કોડીલા વેહેવાઇને જાણ કરો.
નારી શેરી છે સુગાળીરે, તારી ઘરધણીયાંણી કાળીરે,
મારી મનમાં આવ્યા મોટારે, વહેવણ જળ ભરી લાવો લોટારે
વહેવણ લેજેરે કુંકાવટી, તારે બારણે આવ્યો નાણાવટી.
વહેવણ લેજેરે સોપારી, તારે બારણે આવ્યો વેપારી.

વહેવણ લેજેરે સુપલડું; તારા ભવનું તે ભાંગું દુઃખડલું;
તારા ચુલા પછાડી ગારોરે, તારે દિકરી જણ્યાનો વારોરે,
તારા ચુલા પાછળ ઇંટરે, તારે દિકરી જણ્યાની રીતરે;
તું તો દિકરી જણી જણી થાકીરે, આંબા કેરીની પેઠે પાકીરે

—oo—

## ગીત ૧૧ મું.

**( તોરણપર વર ઉભો હોય તે વેળા ગાવાનું ગીત )**

તોરણે ટચકીરે ટાટલી, માંડવે આવડો સો રહોર.
કેરે આવ્યોરે રાણો રાજીઓ, કેરે આવ્યોરે સુલતાન;
નહિરે આવ્યોરે રાણો રાજીઓ, નહિરે આવ્યોરે સુલતાન,
બેટો આવ્યોરે—તણો તે અવસરે આવડો સો રહોર;
જાયો આવ્યોરે—વહુ તણો; તે અવસરે આવડો સો રહોર;
વીરો આવ્યોરે—બ્હેન તણો, તે અવસરે આવડો સો રહોર;
વ્હાલો આવ્યોરે—તણો, તે અવસરે આવડો સો રહોર;
કાલો આવ્યોરે—તણો, તે અવસરે આવડો સો રહોર;
કન્યાએ બાપ જગાડીયો, તે અવસરે આવડો સો રહોર;

—oo—

## ગીત ૧૨ મું.

**વર કન્યાનો હાથેવાળો મળે તે વેળા ગાવાનું ગીત.**

ઢોલા ઢમકયારે વરવહુના હાથ મળ્યા,
જેમ ઇશ્વરને પાર્વતીના હાથ મળ્યા.
તેમ જીયાવરને નવી વહુના હાથ મળ્યા,

પારસતોની સૈયો સાથ ગળ્યા;
જેમ-ભાઇને વહુના હાથ મળ્યા.
તેમ ઉચ્યાવરને નવી વહુના હાથ મળ્યા.

—••—

## ગીત ૧૩ મું.

## ફેરા ફરતી વખતે.

પ્હેલુંને મંગળ વરતીયુંરે. હજુએ છે બાપની બેટી તો,
સજન સાહેલડીરે,
બીજુંને મંગળ વરતીયુંરે, હજુએ છે માડીનું પેટ તો; સ૦
ત્રગણું ને મંગળ વરતીયુંરે, હજુએ છે વિરાની બ્હેનતો, સ૦
ચોથુંને મંગળ વરતીયુંરે, આવીરે હમારડે ગોત્ર તો, સ૦
કાથા ચંદન કેરી કુલડીરે, પચીગો છે સારકંસાર તો, સ૦
ઉચ્યાવર કંસાર નહિં જમેરે, તેડો એના-સસરા તો આવીને
વિનવેરે,
ઉચ્યાવર કંસાર નહિં જમેરે, માગે છે સાંકળીની જોડ તો
આપીને રીઝવેરે
નવી વહુ કંસાર નહિં જમેરે, તેડો એના-સસરા તો વાહીને
રીઝવેરે
નવી વહુ કંસાર નહિં જમેરે, માગે છે સાંકળાંની જોડ તો
આપીને રીઝવેરે

---

## ગીત ૧૪ મું.

ત્રાંબડે કુંકા તું ઘોળ ઘોળરે, તુંને આછીને પીયળ કઢાવું.
તારા બાપનું ઝુંપડું તું મુક મુકરે, તુને સસરાના આવાસ દેખાડું
તારી માડીની સોડ મુક મુકરે, તુને સાસુની સ્હોડ દેખાડું.
તારી બ્હેનની રમત તું મુક મુકરે, તુને નણંદની રમત દેખાડું
તારી કાકીના તસકા તું મુક મુકરે, તુને કાકી સાસુના લાડ
દેખાડું
તારી સેહારીના ચણીયા તું મુક મુકરે, તુને કીનખાબના
ચણીયા પહેરાવું.
તારી માડીની ભાખરી તું મુક મુકરે, તુને સાસુના ખાજાં
દેખાડું.

---

## ગીત ૧૫ મું.

હમે ખાંડ ચારોળીના મેવારે, હમે આવ્યા તે વહુવર લેવારે.
હમને ખાંડ ચારોળી ઘણાં ભાવેરે, હમારે ઘણે માગે કન્યા
આવેરે.
હમે આવ્યાં તે માડીને માસીરે; તમે રહેશો તે મોહડાં વકાસીરે
હમે આવ્યાં તે બ્હેનને ફોઇરે, તમે રહેશો તે ટગમગ જોઇરે
હમે વહુવર લઈ ઘેર જાશુંરે, પેલી–નું મોં બ્હીસું થાશુંરે,

---

## ગીત ૧૬ મું.

( વહુવર ઘેર વિદાય કરતી વેળાએ ગાવાનું ગીત ).

ઝીણીરે ંહેલે ગાદી ઢળાવો, નવલા વ્હેવાઇ.
હમને ઘેર વળાવો, વહુવરને વળાવોરે મ્હારા કોડીલા વ્હેવાઇ.
ચલાણુંમાં ચાર મોતી, બે આપો બે રાખોરે મ્હારા નવલા
વ્હેવાઇ
વ્હેવાઇને ઘેર ચાર હાથી, બે આપો બે રાખોરે મહારા
કોડીલા વ્હેવાઇ.
સાજન સઘળું ખોટીરે થાએ, સાબેલાનાં મુખ કરમાયે,
જ્વદરણીના પગ તળવાએ, વહુવરને વળાવોરે મારા નવલા
વ્હેવાઇ.
આપ્યુંને મુકયું સરવસ્વ પ્હોતું, હમને તમારી કન્યારે પ્હોતી
વહુવરને વળાવોરે, મ્હારા કોડીલા વ્હેવાઈ.

---

## ગીત ૧૭ મું.

વ્હેવાઇનારે માંડવા હેઠ, કંઇ આંબા સરીસું ચાંદરણું રે.
તમે જુઓરે સાજન લોક, લાડેકડારે જ્યાવરે શું કામારે.
પેલા વારનું માણેકડું, પેલા વારને ઘેર આણીયું રે.
રાનડીયોરે જાગીને કંઇ, માણેકડું ઘેર આણીયું રે.

---

## ગીત ૧૮ મું.

( વર પરણીને ઘેર આવે તે વેળા ગાવાનું ગીત )

કંઈ ધન ધન દહાડોરે આજનો;
કંઇ છોગાવર પરણીને આવ્યારે; ધન ધન૦ ૧
કંઇ..........ઝીતીને; આવ્યારે.
રાણી...............પરણીને લાવ્યારે. ધન ધન૦ ૨
કંઇ ઉંચા કરોરે દેવ આંગણાં;
કંઇ નીચલી કરો પરસાળરે.; ધન ધન૦ ૩

---

## ગીત ૧૯ મું.

વહુ આવી વહુ બારણે આવી, મારૂંને તારૂં કરતીરે આવી;
વહુરે વહુ તું તો કુળ વહુરે;
વહુ આવી વહુના હાથમાં લોટા, હોણ આવી પોર જણસેરે બેટા, વ૦
વહું આવી વહુના હાથમાં ઝારી, હોણ આવી પોર પુત્રની ખાડી; વ૦
—વહુ આવી વહુ વાંકેરે ઝુલે.—વહુ જમસે જુદેરે ચુલે વ૦
હમારાં કુળદેવે ન દીઠાં, તેં કેમ દીઠાં લાડકીરે,
હમારે ઘેર ત્રણજ પાણી. ખારાં મીઠાંને મળકટારે.
મળકટડે ઘેર છયાંવરરે જાયા, વહુઅર ઘેર લઇ આવીયારે.

---

## ગીત ૨૦ મું.

પુંછડલું કયાં વળગ્યું રે, મારા કુંએર કોડીલા;
વાટેરે જાતાં વડી વ્હેવણ મળીયાં, તેણે પુછડલું વળગાડયું રે.
મારા કુ૦
એરે પુંછડલાંને ચાક જોઇશે, ચમરી જોઇશે; ગોફણલોને
દોરીરે. મારા કું૦
એરે પુંછડલાંને આરસી જોઇશે; દાબડી જોઇશે કાંચશકી વના
કેમ ચાલેરે. મારા કું૦
જીયાવર કોડીલા ચાક વસાવસે; ચમરી વસાવસે; ગોફણલાંના
દોરીરે; મારા કું૦

---

## ગીત ૨૧ મું.

આજને ચાંદોને સુરજ રથે ચ્હડયા બે હાં, ૧
આજને ઓવાઇના જીયાવર પરણીયા બે હાં. ૨
આજને માડીને હૈયડે હરખ ઘણો બે હાં. ૩
આજને વડીઆઇને હૈયડે હીમ ઢળ્યાં બે હાં, ૪

---

## ગીત ૨૨ મું.

(માણેકું લઈ જતી વખતે મારગમાં ગાવાનું ગીત)
પ્હેલો વધાવોરે મેં સુણ્યો; મેં તો સુણિયોરે મારા બાપ
આવાસ નવરંગ સાહેલો
બીજો વધાવોરે મેં સુણ્યો, મેં તો સુણીયોરે મારી માડી
આવાસ; નવ૦

અગણો વધાવોરે મેં સુણ્યો; મેં તો સુણીયોરે મારા
વીરક અવાસ નવ૦
ચોથો વધાવોરે મેં સુણ્યો, મેં તો સુણીયોરે મારી બ્હેન
અવાસ, નવ૦
સાથીયો પુરાવું મારા ચોકમાં, વાંક સાથીયોરે મારા ઘર
બહાર; નવ૦
ઉંચા મ્હેડુરે ઉતાવળી, બ્હેની જુએરે માડી જાયાની
વાટ નવ૦
દીએરે તે માગી વધામણી, ભાભી આવ્યોરે તમારડોરે
વીર; નવ૦
મેં જાણ્યું દિએર જુઠા બોલા, સાચા બોલીરે મારી સાસર
વેલ, નવ૦
રણુમાં તે ભાલા ઝળકીયા, અહીં ઝળકીરે મોસાળાની
છાબ, નવ૦
ઝળકયા તે માથે વીરા મોળીયાં, હવે ઝળકયારે મારી ભાણીના
ઘાટ, નવ૦
સસરાને કાજે વીરા શું લાવ્યા, બ્હેની લાવ્યોરે પામરી
ચોની જોડ, નવ૦
સાસુને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે દખણીના
ચીર, નવ૦
જેઠને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે પાઘડીઓની
જોડ, નવ૦

---

દિએરને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે સેલાની
જોડ, નવ૦
નણંદને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે ઘરચોળાંની
જોડ, નવ૦
જેઠાણીને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે સાડીઓની
જોડ, નવ૦
દેરાણીને કાજે વીરા શું લાવ્યા, બેની લાવ્યોરે સાળુડાની
જોડ, નવ૦

---

## ( જનોઇ દેતી વખત ગાવાનાં ગીત )

### ગીત ૨૯ મું.

જનોઇ પહેરોરે નંદનાઘડીઆ, જનોઇ કીયારે સુનીડાએ ઘડીયાં.
જનોઇ સાવ સુનાનુંરે ઘડીયું,, જનોઇ માણેક હીરલે જડીયું.
જનોઈ મુકતાફળે પ્રોયું, જનોઇ માતા જસોદાએ જોયું.
જનોઇ મોસાળામાંરે આવે, જનોઈ મામાને મામીરે લાવે.
બ્રહ્મચારી થયો ભગવાન, દંડ સોઇએ તે જમણીરે ખાંધ,
નાક સાહીને ધરીયાંરે ધ્યાન, આસન વાળ્યાં તે શ્રી ભગવાન
આસન વાળીને લીધીરે તાળી, હસવા લાગી તે વ્રજનીરે નારી
આ તો કૌતિક સરખુંરે લાગે, કાલે દાણ દધીનુંરે માગે.
સંધ્યા જાણે કાળની વાંધી એક, લટ શીખાનીરે બાંધી.
વાગે નોબત નેરે નિશાન, બહુએ ચડીયા તે શ્રી ભગવાન.
જનોઇ જોવા જસોદાને તેડે, ઉભાં દેવકી આંગણાં હેઠે.
જોયો નંદના ઘડીયોરે નહરખી, ગુણ ગાય કૃષ્ણાબાઇ હરખી

---

## ગીત ૩૦ મું.

### ( અઘરણીના ગીત )

ઘેણુ સેરડીએ સાંચરીયાં, જોવા મળ્યાં લોકરે; ઘેણુ
જોડીયાં—ટે.

ઘેણુ તો બોલાવ્યાં બોલે નહિ, ઘેણુનું નરકાર નમે નહિ:
ઘેણુ તમારે પેહેરણે, લાવું દખણી ચીરરે; ઘેણુ જો૦
ઘેણુ તમારાં સાસરીયાં, દીસે બાવન વીરરે. ઘેણુ જો૦
ઘેણુનો મોડ મોતીએ ભર્યો, ઘેણુનો અંબોડો ફુલે ભર્યો;
ઘેણુ તમારે પહેરણે, લાવું આછા સાળુરે ઘેણુ જો૦
ઘેણુ તમારાં પીહેરીયાં, દિસે સઘળાં વારૂરે, ઘેણુ જો૦
ઘેણુની રાખડીએ લટકો ઘણો, ઘેણુની ચુંદડીએ ચટકો ઘણો:
ઘેણુ તમારે બેસણે, લાવું સાંગા માચીરે ઘેણુ જો૦
ઘેણુ તમારાં પીહરીયાં, દીસે સઘળાં ધાંચીરે ઘેણુ જો૦
ઘેણુનો હાર હીરે જડયો, ઘેણુની ટીલડીયે મીનો ભર્યો;
ઘેણુ તમારે સાળુડે, ભરાવું કસબી બુટ્ટારે; ઘેણુ જો૦
ઘેણુ તમારાં પીહેરીયાં, દીસે સઘળાં જુઠાંરે; ઘેણુ જો૦

---

## ગીત ૭ મું.

સખી પહેલોને વધાવો મારે આવીઓ,
મેં તો મોકલ્યોરે મારા વીરાને દરબાર.
સાહેલી આજે અનુપમ આંબો મોળીઓ,
સખી અક્ષત પુજાથી મેં વધાવીયો.

બેની આવીયોરે રૂડો અવસર મારે દ્વાર. સાહેલી.
સખી બેસાર્યાં ગણેશ મેં તો પ્રેમથી,
મેં તો પીરસ્યોરે બેની પ્રિતેથી કંસાર. સાહેલી.
મંડપ માંહે બિરાજશેરે.........કુમાર,
પરણશે પ્રેમે પ્યારી......સઘળે થઈ રહ્યો જયજયકાર.
સાહેલી.

---

## ગીત ૮ મું.

તોપો છુટે રંગ મહેલમાંરે ! ! પડે નગારાંની ઘોષ
ભમર તારી જાનમાંરે ! !
ધમકે ઘુઘરીઆળા ઘોડલારે, ઠમકે ચાલે ધરી હોંશ—ભમર૦
નવલી વે'વાણ વ્હેલી આવજેરે. પ્રેમે ભરી પુષ્પ થાળ—ભમર૦
જુગતે છ્યાવર........., વધાવી લે ધરી વ્હાલ—ભમર૦

---

## ગીત ૯ મું.

મંગળ ફેરા ફેરવાયારે, મેઘાડમ્બર ગાજે.
પરણ્યા......જયારે, દિન ધંન ધંન આજે.
મંગળ કારજ કરીઆરે, મેઘાડમ્બર ગાજે.
...ગોરીને વરીઆરે, દિન ધંન ધંન આજે.
ભળી જોડ હવે પુરીરે, મેઘાડમ્બર ગાજે.
ભળી કેશર-કસ્તુરીરે, દિન ધંન ધંન આજે.

દષ્ટે ભમી ઈશ ઝાંખોરે, મેઘાડમ્બર ગાજે.
અમર એ જોડ રાખોરે, દિન ધંન ધંન આજે.

---

## ગીત ૧૦ મું. (શુકન વિષે.)

શુકન જોઇને સાંચરજોરે,
શુકને મળીયા છે માળીડારે.
જયાવરને ફુલડે વધાવ્યારે,
પછી વરરાજા સીધાવ્યારે. શુકન૦

---

## ગીત ૨૩મું મોસાળું. ૧

મોહનજીરે મોકલોરે મોસાળું, માડી જાયા મોકલોરે મોસાળું.
મેનડવીરા મોકલોરે મોસાળું, સહોદર મોકલોરે મોસાળું-ટેક.
મોસાળું તે મલપતું આવે, મેઘાડંબરની પેઠે ગાજે.-મો૦
મારા વીરોજી આવ્યોરે સેરી, મેં તો ફુલડાં નાંખ્યાં વેરી-મો૦
મારા વીરોજી આવ્યોરે ખડકી, મારી દુઝણી ભેંસો ભડકી-મો૦
મારી માડીના જાયોરે જેઠી, મોસાળામાં લાવ્યો પેટી.-મો૦
મારી માડીનો જાયોરે ભાઇ, મારે અવસરે આવ્યો ધાઇ.-મો૦

---

## ગીત ૨૪ મું.

વાડીમાં રેલછેલ મોગરો. ટેક.
હુંને આપોરે માતા કાલાળી.
હું તો મોગરો રોપવા જાઉંરે રંનાદેવ, વાડી૦

હુને આપોરે માતારે ધડુલો,
હું તો મોગરો સીંચવા જાઉરે રંનાદેવ. વાડી૦
હું ને આપોરે માતારે ટોપલી,
હું તો મોગરો રેડવા જાઉરે રંનાદેવ. વાડી૦

---

## ગીત ૨૫ મું.

ડુંગર ઉપર ઊગીયા વાંસ, એરે વાંસનો વીંજણુલોરે ઘડીયો.
માણેક મોતીને હીરલેરે જડીઓ, એરે વીંજણુલો આદિતપર ઢળીયો.
હરખ્યારે આદિત પુછેરે વાત, કહો રાણી રાંદેલ કયાં હોંડયાં ઘાટ.
—*ભાઇને ઘેર જગીયારે જાગ, વહુરે—+ વહુએ ઓરાડયા ઘાટ.
ઘાટ હોરાડીને લાગાંરે પ્રાય, ભલેરે પધારયાં રાણી રાંદેલ માય
ત્રુઠયારે રાંદેલ દેરે આસીસ, જીવો—ભાઇ કોડ ભવીસ.
કોડ તે ઉપર હોયરે પંચાસ, આશાપુરી એના કુટુંબ પરિવાર.

---

## ગીત ૨૬ મું.

પેલોરે પોઠી, કંકુએ ભરિયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો;
માવડીયો ભાંગોની મેણુલારે.
હું વણજારી, દાસ તમારી,
નવલાખ પોઠી એકલડી હંકારૂં, માવડી૦
બીજોરે પોઠી, શ્રીફળે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી૦ હું૦ દા૦ ન૦ મા૦

ત્રીજોરે પોઠી, ખારેકે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી૦ હુંવ૦ દા૦ ન૦ મા૦
ચોથોરે પોઠી, ફોફ્જે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી૦ હુંવ૦ દા૦ ન૦ મા૦
વેચી ન જાણું, સાટી ન જાણું,
નવલાખ પોઠી એકલડી હંકારૂં. માવડી૦

## ગીત ૨૭ મું.

મારી આંગળી ધાસી, રાંદેલ પુજા કરંતેલાંરે. ૧
અંબોડારે લચીયા, રાંદેલ પાય પડંતેલાંરે. ૨
હું તો જાઉંરે કાસી, તાંરે જઇને તપ કરૂંરે. ૩
માગું ધણીયના રાજ, અખંડ હેવાતન ધાટડીરે. ૪
મારી આંગળી ધાસી, રાંદેલ પુંજા કરંતેલાંરે. ૫
અંબોડારે લચીયા, રાંદેલ પાય પડંતેલાંરે. ૬
હું તો જાઉંરે રેવાજી, તાંરે જઇને તપ કરૂંરે. ૭
માગું સસરાના રાજ, સાસુના ધાટ સોહામણાંરે. ૮

## ગીત ૨૮ મું.

રાંદેલ રહો રહોરે, તમને—ભાઇ મનાવે. ૧
રાંદેલ રહો રહોરે,—વહુ પાયે લાગે. ૨
રાંદેલ રહો રહોરે, તમને ચીરના ચંદરવા. ૩
રાંદેલ રહો રહોરે, તમને મંરના જલેબા. ૪

રાંદેલ રહો રહોરે, તમને પીછાઇનાં પાથરણાં. ૫
રાંદેલ રહો રહોરે, તમને મોતીનાં અખ્યાણાં. ૬

---

## ગીત ૨૯ મું.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કાંવે સુભદ્રા બેન;
વિરા વહેલા આવજે.
દેવ દુંદાળાને લાવજે, એ છે પારવતીનાં પુત્ર; વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા, વાસુદેવ, વીરા૦
પાંચ પાંડવ દાસ તે તમ તણા, હરનીશ જપે તમારૂં
નામ વીરા૦
જગત જનેતા દેવકીને રોહીણી, યશોદાદેવી તમારા માત;
વીરા વહેલા૦
ભત્રીજા ભલા મન ભાવના, તમ આવે થાશે સુખચેન;
વીરા વહેલા આવજો.
રાણી રૂકમણીનેરે સતી સતભામા નેગે જાંબુવતી;
વીરા વહેલા આવજો.
ભાડભંજન તમારી ભાભીઓ, સોળ સહસ્ત્ર એકસોને આઠ;
વીરા વહેલા આવજો.
કંથ જોડ દિયરીઆને કોડ ઘણા, તમે ભવ તારણ ભગવાન;
વીરા વહેલા આવજો.
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણ અનેક;
વીરા વહેલા આવજો,
વેદ વંચતા વિપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરીવાર વી૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોંધારાના આધાર વી૦
પ્રતી દક્ષે વે'લા પધારજો, શેષનાગ નપામે પાર વીરા વ૦

## ગરબી ૧ લી

આજની ઘડીરે રળીઆમણી;
હાંરે મારા વ્હાલાજી આવ્યાની વધામણીજીરે, આ૦ ટેક.
હાંરે સોહાસેણ પુરોની સાથીયા;
હાંરે ઘેર મલપતા આવે હરી હાથીયાજીરે, આજની૦ ૧
હાંરે સખી આસેરા વાંસ અણાવીએ;
હાંરે મ્હારા વ્હાલાજીને મંડપ રચાવીએ જીરે, આજની૦ ૨
હાંરે સોહાસેણ ચાર તેડાવીએ;
હાંરે મ્હારા વ્હાલાજીને મોતીડે વધાવીએ જીરે, આજની૦ ૩
હાંરે સોહાસેણ મળજો બે ઘડી;
હાંરે મ્હારા પ્રભુજી પધારે તે ઘડી જીરે. આજની૦ ૪
હાંરે અલ્યા દાસ રાજેના સ્વામિ ફાંકડા;
હાંરે હું તો મોહી મુંછના આંકડા જીરે; આજની૦ ૫

---

## ગરબી ૨ જી.

આવોની લાલ વરણાગીયા;
હાંરે ઘેર આવોની શ્યામ સવાદીયા જીરે, આવોની૦ ટેક.
હાંરે કહાના આવો તો શીખવું ચાતુરી;
હાંરે આપણ રમીએ તે રંગભર રાતડી જીરે, આવોની૦ ૧
હાંરે ચાલો જઈએ જમનાજીના ઘાટમાં,
હાંરે પેલા દુરીજન લોક દેખે વાટમાં જીરે; આવોની૦ ૨
હાંરે રૂડા દાસ રાજેના સ્વામિ વાંકડા;
હાંરે હું તો મોહી રહી મુંછના આંકડા જીરે, આવોની૦ ૩

## ગરબી ૩ જી.

મારારે સ્વામિ બોલોરે વ્હાલા,
જસોમતી નંદ તણા લાલા, મારા૦ ટેક,
ઘેલીરે થઇને ગોકુળમાંરે ભમતી,
બીજા કોઇની વાતો નથી ગમતી; મારા૦ ૧
એવીરે તમને કોણ મળી ધુતી;
જેણેરે તારું ચીતડું લીધું લુંટી; મારા૦ ૨
વ્હાલારે તારી વાતલડીરે જોતી,
આંસુડાં ભરી ભરીને રોતી; મારા૦ ૩
ભુંડારે લોકે ભરમાવ્યા તમને,
તેથી તમો મળતા નથી હમને, મારા૦ ૪
વ્હાલારે તમને કશું નહિ કહીશું;
મોહન તારી મરજી મુજબ રહીશું. મારા૦ ૫
ઝાઝુંરે હવે શું કહીએ તમને;
મોહનવર મ્હેર કરો હમને, મારા૦ ૬
એવું સુણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી; મારા૦ ૭

---

## ગરબી ૪ થી.

### અચકો મચકો કારેલી.

તમને:કઇ વહુ ગોરા ગમશે લાલ, અચકો મચકો કારેલી,
અમને રૂખી વહુ ગોરા ગમશે રાજ, અચકો૦

એ ઠીંગણીને શું કરશો રાજ, અચકો૦
એ ઠીંગણી કામણગારી રાજ, અચકો૦
એને ઉંચી ઉંચી મેડીએ બેસાડીશું રાજ, અચકો૦
એને ટોપલો ધરાણું ઘાલશું રાજ, અચકો૦

---

## ગરબી ૫ મી.

### ( સતી અનસુયા નાટક ).

વ્હાલમજી વ્હેલા વળજોરે—પાયે પડું છું.
દાસીપર અઢળક ઢળજોરે—પાયે પડું છું.
પ્રીતમ મારે શીરે સંકટ નવા છાયું. (૨)
પરોણાએ વિષ પાયુંરે—વિષ પાયુંરે—પાયે પડું છું
શીયળ ધન મારૂં મોહન જો લુંટાશે (૨)
ઝુરી ઝુરી જીવડો આ જાશે—જીવડો જાશેરે—પાયે પડું છું

---

## ગરબી ૬ ઠી.

પાતલીયા પાલવ મેલોરે પાયે પડું છું;
છબીલા છેડો છોડોરે પાયે પડું છું. ૧
વ્હાલાજી મારા વંદ્રાવનની વાટે જાતાં.
શીદ મને નડો છોરે પાયે. પડું છું. ૨
વ્હાલાજી મારા ઝલકાશે મારૂં બેડું,
કોઈ જઇને કહેશે ભુડુંરે. પાયે પડું છું. ૩

વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે,
શું રોકો જમુના આરેરે. પાયે પડું છું ૪
વાલાજી મારા લોક જાણે એવું મારૂં;
અમે સાસુની વહુ વારૂંરે. પાયે પડું છું. ૫
વ્હાલાજી મારા કંથને કપરો જાણો;
કાંઇ સજા દે પ્રમાણોરે. પાયે પડું છું. ૬
વ્હાલાજી મારા સ્વામિ રવીદાસના શોહાગી;
મને માયા તારી લાગીરે. પાયે પડું છું. ૭

---

## ગરબી ૭ મી.

સાંભળરે તું સજની મ્હારી, રજની કયાં રમી આવીજી;
પરસેવો તુંને કયાં વળ્યો, તારી બમ્મર કહાં ભીંજાણી,
સાચું બોલોજી, ૧
વનમાં હું તો ભુલી પડીને, અતીસે મુઝાંણીજી;
પરસેવો મને ત્યાં વળ્યો, મારિ બમ્મર ત્હાં ભીંજાણી,
સાંભળ સજનીજી. ૨
કાલ મેં તારી વેણ ગુંથીતી, છૂટી કયમ વિંખરાણીજી;
એવડી ઉતાવળ શી પડી જે, ઝુલડી નવ બંધાણી,
સાચું બોલોજી. ૩
કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં સેર છૂટીજી;
જ્યમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તૂટી;
સાંભળ સજનીજી. ૪

આ ચોળી અતલસની પ્હેરી, સઇઅરે વખાણીજી;
ચોળીની કસ કહાં તૂટી, તૂં આવડી કહાં ચોળાણી
સાચું બોલોજી. ૫

હૈયું મારૂં દુખવા આવ્યું, વાએ કરીને કાંપ્યુંજી;
પીડા ટળવા કારણે, મેં કજો કરી દબાણું; સાંભળ સજનીજી ૬

આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી;
એવો રંગ રસીયો કુણ મળિયો, પ્રેમ કરીને થાપ્યાં;
સાચું બોલોજી. ૭

સુરજકળાએ હું જાતી હતી, વાટે મળ્યા વનમાળીજી;
સમજાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી
સાંભળ સજનીજી. ૮

આવળો ચણિયો કેમ પેર્યો છે, જેમ લેમ વીંટી સાડીજી;
સજક થઇને સુંદરી હાલી, વસ્ત્ર પ્હેરતી ચાળી,
સાચું બોલોજી. ૯

સાડ ના સૈયરે કીધો, ઉતાવળે વેગે ચાલીજી,
અવળો ચણીયો પ્હેરી દીધો, હવે વસ્ત્ર પહેરીશું વાળી;
સાંભળ સજનીજી. ૧૦

નિકળી હતી તું સૌથી પ્હેલી, સાથ હમારો મેલીજી;
પછવાડેથી ક્યાંથી અંબિકા, જઇને તુ વ્હેલી બેઠી,
સાચું બોલોજી. ૧૧

નિકળી હતી હું સૌથી પહેલી, સાથ સૈયરનો મેલીજી;
વાટે હું ભૂલી પડી ગઇ, ત્યાંહી જઇ બેઠી વ્હેલી,
સાંભળ સજનીજી; ૧૨

કસ્તુરી અંગે બ્હેકે છે, આ વનમાં કોણ આવેજી;
સર્વ શરીરે તારે બ્યાપી રહી છે, તે કયમ જાએ ઢાંકી,
સાચૂં બોલોજી. ૧૩
મૃગશલાએ મૃગલો બેઠો, તેને મેં જઇ ઝાલ્યોજી;
તેની વાસના મારા અંતરમાં પેઠી, તે નથી રહેતી ઢાંકી,
સાંભળ સજનીજી. ૧૪
અધુરદંત બેઠા દિસે છે, છાતીએ નખ વાગ્યાજી;
તારૂણી તારા તનડામાં પેઠી, કામબાણુ કયાંહાં વાગ્યાં.
સાચૂં બોલોજી. ૧૫
અધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મેં જઇ ઝાલ્યોજી;
ચંચળ ચાંચ ભરીને નાઠો, તતક્ષણુ ત્યાંથી છુટો.
સાંભળ સજનીજી. ૧૬
શ્યામ સુંદર તને મળ્યા દિસે છે, તે અંગે તું પસરાઇજી;
જે જે પુછૂં તેના ઉત્તર આપે, એ બધી તુજ ચતુરાઇ.
સાચું બોલોજી. ૧૭
જે વાટે હરિ મળીયા હોયે, તે વાટે નવ જાઉંજી;
આજ વાટે હરિ મળીયા હોયે, કહો તેવા સમ ખાઉં.
સાંભળ સજનીજી ૧૮
મારે એવી પ્રતિજ્ઞા જે, પરપુરૂષ ભાઇ બાપજી;
દાસ દયાના સ્વામિને ભજતાં, ભવની ભાવટ જાય.
સાંભળ સજનીજી. ૧૯

## ગરબી ૮ મી.

માણીગર આવો, મ્હારે મ્હોલે માણીગર આવો,
વ્હાલા શાને લોચન લલચાવો, માહરે મોહાલે. ટેક.
ઘણા દિવસની ગવાડું છું જૂઠી, તે આજ લઇએ લ્હાવો.
માહારે. ૧
ના નવ્ય કહેશો કયાંહાં કોહો મળશે, ફરી અવસર આહાવો.
માહારે. ૨
મનમાની મોજે માણીશે, ફરી તો નહિ ફાવો. માહારે. ૩
જ્યારે ત્યારે પણ હું છું તમારી, સીદને તરસાવો. માહારે. ૪
અધર સુધારસ સુખનો સાગર, આજ પીયો ને પાવો.
માહારે. ૫
રસીકરાય છો દયાના પ્રિતમ, માટે માહારો દાવો. માહારે ૬

---

## ગરબી ૯ મી.

મોહોલે પધારો માહારા રાજ, માણીગર મોહોલે પધારો;
વાહાલ પધારો વ્રજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.
કરી રાખી છે એકઠી, ઘણા દિવસની મોઠ;
રાજ મળે તો કીજીએ, આવી રહી છે માહારી હોઠ. માણીગર. ૧
હું પણ દાસી રાવળી, ત્યાંલ મહાની લાજ;
જોબન લ્હેરે જાય છે, માણોને માહારા રાજ. માણીગર. ૨
હું સરખી બહુ આપને, માહારે તો એક આપ;

રહેવાતું નથી રાજવણુ, કોને કહું પરિતાપ. માણીગર. ૩
સેજ સમારી ફુલડે, આનંદ ઉર ન સમાય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોડશો, હું તો તળાંશીશ પાય.
માણીગર. ૪
પ્રિતમદાસ દયાતણા, શ્રી વ્રજરાજ કુમાર;
ઘણા દિવસની હોંસ છે, પુરો પ્રાણ આધાર. માણીગર. ૫

---

## ગરબી.

કાનુડો કામણગારોરે, સાહેલી આ તો કાનુડો કામણગારોરે.
ટેક.
કાનુડો કામણગારો, રસબસીને રૂપાળો;
આ શું આંખડલીનો ચાળોરે, સાહેલી આ તો કાનુડો. ૧
રંગ રાતો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો;
નેણાં શું કરે છે વાતોરે; સાહેલી આ તો કાનુડો. ૨
ભરવા હું ગઇ પાણી, પ્રેમ પીડા ભરી આણી;
ઘેલી થઇ હું આવી શાણીરે; સાહેલી આ તો કાનુડો. ૩
તેં કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે જાણ્યું;
આવડું મેં શો તો નો તું જાણ્યું રે; સાહેલી આ તો કાનુડો. ૪
બેની તાહરે પાયે લાગું, ભાભા પીના મેલું લાગું;
દયાનો પ્રિતમ માગું રે, સાહેલી આ તો કાનુડો. ૫

---

# નળ દમયંતી વિજોગ.

રાગ રામગ્રી.

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડીરે જાત. વૈદરભી. ૧
રસનાયે નામજ નળતણું, મુખ જપતીરે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદરભી. ૨
રોઇ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બમ્બે ઝરે, વહે અંગ રૂધીર. વૈદરભી ૩
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલતી ઉભી રહે, ભરાયે કાંટે કેશ. વૈદરભી ૪
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિતધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહિં વીચાર. વૈદરભી. ૫
ઉંડા ટોતર ઉતરે, ચઢે ગીરી કરાડ;
અશુધ્યે ઉધડકે નહિં, પાડે વાઘ બરાડ. વૈદરભી. ૬
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ્ માંહે સાપ ફુંફવે, ઘણું ઘુઘવે ઘોહ. વૈદરભી. ૭
શબ્દ પશુ પંખી તણા, ન પડે કાંઇ પ્રીછ;
વરૂવણીઅર બીહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ. વૈદરભી. ૮
શૂકર રોઝ ચિકારડાં, ચીતરા ને હરણ;
ફાલુ નાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ. વૈદરભી. ૯
આંબા આમલી લીમડા; અરીઠા અપાર,

શીમળ સમળી શેગડા, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી. ૧૦
ખેર ખાખરને કાચકી, કંટાળા થુએર;
બાવળીયા બહુ બોરડી, સરગુવા સમેર; વૈદરભી ૧૧
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય;
છુટા કેશ કામિની તણા, ઝાંખરે ઝીંટાય, વૈદરભી. ૧૨
વૃક્ષ અથડાએ અંગનું, મૂકે કાંટામાં પાય;
શુધ્ધ નથીરે શરીરની, ભજતી નળરાય, વૈદરભી ૧૩
દિવસ નિશા પ્રીછે નહિ, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી. ૧૪
અન્ન ઉદક પામી નહિ, નહિ બેસવું શયંન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતા વન વૈદરભી. ૧૫

---

( વલણ )

વન ભયાનક ભાંમિની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ધાટને ગામ ઠામ કંઇ પ્રેમદા પામી નહિરે;

---

## રાગ રામગ્રી ૨.

ભુલી ભમે છે ભામિની, નેષધનાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે.; ભૂલી૦ ૧
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉધાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળરે; ભૂલી૦ ૨
એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉપરે;

પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી૦ ૩
શાર્દૂલ દીઠો વાંટમાં, વૈદરભી પૂછે ધરી વહાલરે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલરે. ભૂલી૦ ૪
સાવજ થાયે ગાભરા, ભય પામી નાશી જાયરે;
રણે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાયરે; ભૂલી૦ ૫
પૂછે ઉંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળરે;
ઇશ્વર જો મારી વતી, કહીં દીસે ભૂપાળરે; ભૂલી૦ ૬
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છું વનમાંયરે; ભૂલી૦ ૭
તરૂ ઉત્તર આપે નહિ, તેમ તેમ રાણી રોયરે;
પુણ્ય શ્લોકે જ્યારે પરહર્યાં; શત્રુ થયાં સર્વ કોયરે, ભૂલી. ૮
અજગર પડયો છે વાટમાં, વિકાશી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યુ નહિ, તેના મુખમાં મુકયો પાગરે ભૂલી. ૯
ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીરરે,
પડી બોંમ સાદ નળને કરે, મુખે પાડી રીર રે; ભૂલી૦ ૧૦
અજગર આનંદ પામીઓ, ભક્ષ્ય જડયું ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષરે; ભૂલી૦ ૧૧
કેડે બંધાઈ કાચકી, મુખે પડીઓ શોષ રે;
મરણ સમે મુકે નહિ, હૃદયે રસના પુણ્ય શ્લોકરે; ભૂલી૦ ૧૨
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાયરે;
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાને સાહીરે; ભૂલી. ૧૩
પારધીએ અજગર મારીઓ, જોહોવાડાને ધાયરે;

જળ કરીને મુકાવીઓ, નળપત્નિનો પાયરે ભુલી૦ ૧૪
વૈદરભીને વિષ ચઢયું નહિ, જે વાસાવનું વરદાનરે;
કળીતળ વાસ સુવાતણી; દેહી રહી પરમનિધાનરે; ભૂલી. ૧૫

નળાખ્યાન.

---

કરૂણા રસ )

રાગ મેવાડો.

મોસાળ પધારોરે, મોસાળ પધારો.—
મોસાળ પધારો બાહુકારે, લાડવાયાં બે બાળ;
નમાયાં થઇ વરતજો, સહેજો માગીની માળ—મોસાળ૦ ૧
હૃદયાં ચાંપેરે, રાણી હૃદયા ચાંપે;—
હૃદયા ચાંપે પેટનેરે, એ છેલ્લું વેહેલું લાડ;
હવે મળવાં દોહલાંરે, મળીયે તો પ્રભુનો પાડ—મોસાળ૦ ૨
થયાં માત વેહોણાંરે, થયાં માત વેહોણાં,—
માત વેહોણાં થયાં દામણાંરે; નથી કો રૂડો સાથ;
રૂએ રાણી હૃદયા ફાટેરે; લેણુ માથે ફેરવતી હાથ—મોસાળ. ૩
મંદિરના ગુરૂજીરે, મંદિરના ગુરૂજી.—
મંદિરના ગુરૂજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું બે તનં;
જઇ કહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન;
મોસાળ૦ ૪

પુત્રી જમાઇરે, તમ તણાં પુત્રી જમાઇ;—
પુત્રી જમાઇ તમતણાં, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો મારા તાતનેરે; અમ જોગીનો લે તપાસ;—
મોસાળ૦ ૫.

ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી,—
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકી ન ઉતરેરે એમ કહી દમયંતી રોય.—મોસાળ૦ ૬

પ્રેમાનંદ કૃત નળાખ્યાન.

## રાધિકાજી સ્વપ્નામાં પરણ્યાં તે વિષે.

રાગ પરજ.

ઉગતે વ્હાણે રાધાની માડી જાગી, એના ચિત્તમાં ચટકી લાગીરે,
આશું રે કીધું—ટેક.
કુંવરી મારે દુઃખના દરિયા આજ રેલ્યા, તેં કુળના મારગ
મેલ્યારે; આશું રે.
કુંવરી મારી કયા વેરીએ વેર સાંધ્યાં, તેં મીંઢળ કોનાં બાંધ્યાંરે;
આશું રે.
કુંવરી તારો કોઇ નગરીમાં હાંત વહેર્યો, તેં ચૂડો કેનો પહેર્યોરે;
આશું રે.
કુંવરી તેં તો છેવડો લીધો મારો ઝાલી, વરમાળા કેની ઘાલીરે;
આશું રે.

કુંવરી તેં તો ઉપરણી કેની ઓઢી, તારે કીયા વરની જોડારે
આશુંરે.
કુંવરી તારો માંડવડો ક્યાં રોપ્યો, તારા વરને કોણે પોંખ્યોરે
આશુંરે,
કુંવરી ત્યાં તો કયા ગુરૂદેવ આવ્યા, ત્યાં કોણે વેદ ભણાવ્યારે
આશુંરે.
કુંવરી તને કેણે રંગ રમાડયાં, ત્યાં કંસાર, કેણે જમાડયાંરે
આશુંરે.
કુંવરી તેં તો કુળમાં લગાડી ખામી, તને મળ્યો રાજેનો સ્વામિરે
આશુંરે.

—oc—

## રાધાજી.

એટલે ત્યાં તો બોલ્યાં છે રાધા વાત, તું સાંભળ મારી માતરે
મેં બહુ સારૂં કીધું.—ટેક.
માતારે મારી દુઃખના દરિયા નથી રેલ્યા, નથી કુળના મારગ
મેલ્યારે; મેં બહુ.
માતા મારી શિશ તમારાં નથી વઢેર્યાં, પાનેતર પ્રભુનાં પેર્યાંરે;
મેં બહુ.
માતારે નથી વેરીએ વેર સાંધ્યાં. મીંઢળ મોહનનાં બાંધ્યાંરે
મેં બહુ.
માતા મારી મથુરાં નગરીમાં દાંત વહેર્યો, મેં ચુડો અવિચળ
પહેર્યોરે; મેં બહુ.

માતા તારો જીવડો લીધો નથી ઝાલી, વરમાળ વિઠ્ઠલની ઘાલીરે;
મેં બહુ.
માતા મેં તો હરખે ઉપરણી ઓઢી, મારે અખંડ વરની જોડીરે;
મેં બહુ.
માતા મારો માંડવડો મનમાં રોપ્યો, ઉમાયે વરને પોંખ્યોરે;
મેં બહુ.
માતા ત્યાં તો તેત્રીસ ક્રોડ દેવ આવ્યા, બ્રહ્માએ વેદ ભણાવ્યારે;
મેં બહુ.
માતા મારી કૃષ્ણ-ચરણામૃત મેં પીધાં, ત્યાં શીવે કન્યાદાન દીધાંરે;
મેં બહુ.
માતા મારી બ્રહ્માયે રંગ રમાડયાં, કંસાર ઉમાએ જમાડયાંરે
મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યા ફુલ ગજરા, વાસુદેવ સરખા સસરારે;
મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવ્યાં જાસુ, દેવકીજી સરખાં સાસુરે;
મેં બહુ.
માતા મેં તો શિવને ચઢાવી છે હલદી, સુભદ્રા સરખી નણદીરે;
મેં બહુ.
માતા મેં તો શિવને ધરાવેલા હાર, મને મળ્યા કૃષ્ણ ભરથારરે;
મેં બહુ.
માતા મારી કુળમાં લગાડી નથી ખામી, મળ્યો રાજેનો સ્વામિરે;
મેં બહુ.

## રાધિકાના માતા.

એટલે વળતી માતા બોલ્યાં છે વાણી, તું તો સાંભળ પુત્રી શાણીરે;
આશું રે કીધું.
કુંવરી એ તો કૃષ્ણ કહેવાયો કાળો, તે ક્યાં શોધ્યો ગોવાળોરે;
આશું રે કીધું.
કુંવરી એ તો કાનુડો કામણગારો, એ ધીંગડમલ્લ ધુતારોરે;
આશું રે કીધું.
કુંવરી એમાં ચાંદા સૂરજની સાખ્યો, એને જસોદાજીએ રાખ્યોરે;
આશું રે કીધું.
કુંવરી એ તો ગાયો ચારીને પેટ ભરતો, પરનારી પાછળ ફરતોરે;
આશું રે કીધું.
કુંવરી તારો તાત આ વાત જો જાણે, તે કંઠે પ્રાણજ આણેરે;
આશું રે કીધું.
કુંવરી તેં તો નવ કરવાનાં કામ કીધાં, અમને દુઃખડાં બહુ દીધાંરે;
આશું રે કીધું.

——(૦)——

## રાધિકા.

માતા મારી કૃષ્ણને એમ નવ કહિયે, એને ચરણે જઈને રહીયેરે
તું સાંભળ માડી.
માતા એ તો ચૌદ ભુવનનો છે વાસી, એને ચરણે કોટીક કાશીરે;
તું સાંભળ માડી.

માતા હવે પરણ્યાં તે ફોક કેમ થાશે, જો સૂરજ પશ્ચિમ જાશેરે;
તું સાંભળ માડી.
માતા તારે કરવુ હોય તે કરજે, તારે મરવું હોય તો મરજેરે
તું સાંભળ માડી.
માતા હું તો પૂરણપદને પામી, મને મળ્યો રાજેનો સ્વામિરે;
તું સાંભળ માડી.

—••—

## સતભામાનું રુષણું.

નારદ સ્વર્ગ ભોવનથી આવ્યા; એક પુષ્પ અનુપમ લાવ્યા.
જઇને ભેટ ભુદરને કીધું; હરિએ હેતે કરીને લીધું.
પુષ્પ આપ્યું છે રૂક્ષમણી નારી; સતભામાને મૂકયાં વિસારી,
નારદ સતભામા મંદિર ગયા; પેહેલા માંડી સમાચાર કહ્યાં
તમને નવ ગણ્યાં તરણાને તોલે; એવાં વચન ઋષિરાય બોલે.
મેં તો વાત સાંભળી તમારી; દિલમાં દુઃખ ઉપજ્યું છે ભારી.
મારી ધેલી ધરીએ નવ રોવ; શામળિએ તો પાડયો સોસ.
હું તો શું કહું તમને મુખથી; આવાં નિધણીયાં થયાં કયાંથી ?
સુણી નારદજીની વાણી; ઘણાં રોષે ભરાયાં રાણી.
એવું કહીને નારદજી સધાવ્યા; સંજ પડીને શામળિયોજી આવ્યા.
સ્વામિ ગોવિંદજીના પૂછે; નારી રોવનું તે કારણ શું છે ?

—••—

## સતભામા વચન.

માણુ માણુ મનના ભામા, રાજ મારે ઘેર શિદ આવ્યા ?
એમ ખીજી બોલ્યાં સતભામા, રાજમારે ઘેર૦

તમે ગોવાળિયા મત કીધી, રાજમારે૦
એંઠી આહીરની છાસ પીધી, રાજ મારે૦
તમે મર્દ મટીને થયા મેરી, રાજ મારે૦
મ્હારા વહાલા મટીને થયા વેરી, રાજ મારે૦
તમે નારીને વેષે નાચ્યા, રાજ મારે૦
તમે જાચક થઇને જાચ્યા રાજ મારે૦
ઓલી રૂક્ષમણી વ્હાલી કીધી, રાજ મારે૦
મારે બાપે છાની છરી કમ દીધી, રાજ મારે૦
તમે અમથી છાનાં અંતર કીધાં, રાજ મારે૦
અમને વિખડાં ઘોળી શેના દીધાં, રાજ મારે૦
એમાં ગોવિંદજી શું જાણે, રાજ મારે૦
તે તો લીલા તમારી માણે, રાજ મારે૦

---

મારા વહાલા સનાદે રેજો રે, મીઠા બોલા સનાદે રેજો રે;
અમ સરખું કાંઇ કામ પડે તો, અળગા રહીને કહેજો
મારા વહા૦ ટેક.

પારીજાતકની પાંખડી નારદ, સ્વર્ગભુવનથી લાવ્યા;
હૈયામાં તો હોળી લગાડી પછી, હોલવવા શિદને આવ્યા;
મારા વહા૦

એવાં અનુપમ પુષ્પ મંગાવી, આપ્યાં વેદરભી રાણી;
માયા તમારી જાણી મોહનજી, હેત હૈયાનાં લીધાં તાણી;
પરણ્યાં પહેલી સાસરે આવી, એનું કુળ જુઓ વિચારી;

જાદવ કુળને કલંક લગાડી, એ તો નીસરી આવી છે નારી.
મારા વહા૦

દ્રાવિડ દેશમાં રહેતીતી ત્યાં, કોણ કરમ ગત લાગી;
ઓછામાં એક પૂરૂં કરવા એ, મારે કર્મે કયાંથી ભાગી;
મારા વહા૦

ક્રોધ કરી બોલ્યાં સતભામા, જા જીવડલા મારા;
" આ જીવ્યાથી મરવાં ભલાં " કહેતાં, નયણે વહે છે
નિરધારા. મારા વહા૦

અમે અમારે ઘેર કૃષ્ણજી, જેમ રાખશો તેમ રહીશું,
આ દુઃખથી અધિકું પડશે તો, તમને આવીને કહીશું.
મારા વહા૦

કૃષ્ણઃ—ત્યારે બોલ્યા રસિયો જાદવપતિ, ફુલ લાવીશું દહાડી;
તારા સમ જો તારે આંગણે, વવરાવું કહે તો વાડી;
સોહાગણ બોલોરે; હેત નાભી કમળનાં ખોલો, સોહાગણ
બોલોરે. ટેક૦

સતભામાં—એક ફુલ એકલીને આપ્યું, અમે રહ્યાંજ આંખો મીચી;
મેં જાણ્યું જે મારા નાથજી, સહુને આપશો સરખું વહેંચી
મારા વહા૦

કૃષ્ણઃ—નારદને તો સર્વે જાણે જે, ઘેર ઘેર રાડ ઘલાવે;
બે ચાર ઘેર જ્યારે રાડ ઘલાવે, ત્યારે અનાજ એને ભાવે.
સોહાગણ૦

સતભામા—નારદ ઋષિ સદાએ સુખી, કદી ન જુઠું બોલે;

જેવું હોય તેવું કહે મુખપર, તમે નથી નારદને તોલે-મારાવ.
કૃષ્ણ— ત્રિકમ કહે તમો સુણો તારૂણી, ઘુંઘટ ખોલો મુખ નિરખું
આજ શિખામણ પુરી લાગી, હવે આપીશ સૌને સરખું
સોહામણ૦
સતભામા—એવાં વચન તો ત્યાં કહીએ, જ્યાં બાળક હોય નાના
સાચું જુઠું તે તો માને, પછી ફુલરાગ્યા રહે છાનાં મારા ૧૦
કવિ—અલબેલો કર જોડી ઉભા, જાદવ પાથરે જામા;
ગોવિંદજી કાલાવાલા કરે બહુ, તોયે ન માને સતભામા સોહાગણ.

---

## સતભામા

તમે છાનામાના જાઓ રાજ, જાદવ કુળ કયાંથી જોયું ?
મારા બાપે લાંછન લીધુંરાજ, જાદવ કુળ કયાંથી જોયું ? ટેક.
કોઈ પરણી લાવ્યા કોઇ કુંવારી, કોઇને લાવ્યા ચોરી;
એવાં હીણાં કામ કર્યાં તે, ભૂદરજી મન ભાવ્યા રાજ. જાદવ.
મરજો મારા માબાપાં જે, શ્યામ મૂરત મન મોહ્યું;
છપ્પન કોટી જાદવ મુકી; કૃષ્ણ કુળ કયાં જોયું રાજ, જાદવ.
પંડ પાપી તો પડતો નથીને, પ્રાણ મારા નસરજો;
મૂએલાં મારા માબાપાં, મુઆં જ ત્યાંથી મરજો રાજ; જાદવ.
કઠણ કાળજું નથીજ ફાટતું, શી કહું મુખથી વાણી;
કાલ અત્યારે આણી તેને, આજ કરી પટરાણી રાજ; જાદવ.
વહાલાં તો વેરી થઈ બેઠાં, દુઃખના ડુંગર રેલ્યા;
કર્મે પેલી કયાં રાખીતી, કુળના મારગ મેલ્યારાજ, જાદવ.

કૃષ્ણ—ત્યારે રહિ રસીયોજી બોલ્યારે, માનીતી મુખ બોલો;
મારિ મીઠા બોલી નાર રે, માનીતી મુખ બોલો, ટેક.
તારા સમ જો તારા સરખી; કોઇ મુજને નથી વ્હાલી;
જો નારી તું કહેતી હોઉં તો, સિંહને લાવું ઝાલીરે-માનીતી.
શાને કાજે રાડ વધારો, સાચું કહો સતભામા,
એને હાથે એક પુષ્પ છે. હું તારો ગજગામારે, માનીતી.
મૂખ તમારૂં ચંદ્ર સરીખું, અમૃત સરખી વાણી;
જો નારી તું કહેતી હોઉં તો, ઇંદ્રપુરી લાવું તાણીરે માનીતી.
એકવાર મુખડું દેખાડો, એટલું હું તો જાચું;
જો નારી તું કહેતી હોઉં તો, ઉભો થઇને નાચુંરે, માનીતી.
મોહનજીએ મુગટ ઉતાર્યો, અલબેલે શીશ નામી;
બેઉ કરજોડી પાગે લાગ્યા, ગોવિંદજીનો સ્વામિરે, માનીતી.

---

## સતભામા.

તમે આણુ બોલ્યા જાઓ રાજ, કહાના કેહેવું પડશે;
તમને રીસ ઘણેરી ચઢશે રાજ, કહાના કહેવું પડશે. ટેક,
માસીને તમે હાથે મારી, મામાનું મૂળ કાઢયું;
મામાનું ધન આવ્યું તેનું, દ્વારામતિ વસાવ્યું-રાજ, કહાના.
નંદ જસોદાએ મોટા કીધા, મૂખ તમારૂં જોતાં;
ધન લેવાને ધાયા ત્યારે, માબાપ મહેલ્યાં રોતાં રાજ, કહાના
પાંડવ જ્યારે થયા તમારા, બહુ ભાતે વણઝાડયા;
નગરમાં કૌરવને રાખ્યા, પાંડવને વન કાઢયા. રાજ, કહાના૦
પ્રાર્થના કરવી પાંચાળીને, શોકાતુર બહુ કીધી;

પાસે રહીને પાતળિયાજી; તેની લજ્જા લીધી. રાજ કહાના૦
મોટા મોટા સૌ મહા જોદ્ધા; રણાજ તમથી હારી;
ઇંદ્રાદિક સરખા હાર્યા તો, નારી કોણ બિચારીરાજ. કહાના.
ગોવાળિયા થઇ ગાયો ચારી, છાશ આહિરની પીધી;
કળા નારીને રીઝવવાની, કયાંથી શીખી લીધી રાજ. કહાના.
લાજ શરમ નવ તમને લાગે, હું તો તમથી લાજું;
ઝાઝાં લાંછન જોઇ તમારાં, દિલમાં હું તો દાઝું રાજ. કહાના.
ઘેર તમારે આવ્યે મારા, કુળને લાગી ખામી;
જાઓ જાઓ કાંઇ કહેતી છું નહિ, ગોવિંદનો સ્વામિરાજ.
કહાના૦

---

મારો વ્હાલો અઢળક ઢળિયોરે, સમ ખાય સામળિયો;
વિધ વિધ ભાતે વિણુ વેરે, ઉભો રહી પાત લીધો. સમખાય૦
કૃષ્ણઃ—લોઢાના ગોળા ધિકાવો, તે કરમાં હું સાહું;
તાતું તેલ કરાવો તેમાં, કહોતો બેસી નાહુંરે, સમખાય૦
વનિતા કહો તો વિષધરને, હું ઝડપથી હાથે ઝાલું;
અંગારા ધીકાવો એમાં, ચતુરા કહો તો ચાલુંરે. સમખાય૦
માનનિ હોય મરજી તો મૂકો, હું માળા ઉપાડું;
પતિજ પ્યારીને આવે હું, એવા સોગન ખાઉંરે. સમખાય૦
સતભામાઃ—જળ અગ્નિની તેજ તરણુમાં, સઘળી વાતે પૂરા;
શા સોગન ખવડાવું તમને ? એકે નથી અધૂરા રાજ. સમખાય.
ગંગાજળની ઝારી મંગાવો, તે કરમાં લો જાણી;
કોઈ દહાડો આવું ના કરવું, તેનું મુકો પાણીરાજ. સમખાય.

કૃષ્ણઃ—ઇંદ્ર વૃક્ષ અહિંયાં લાવું, ત્યાં સુધી અન્નની બાધા;
ગોવિંદના સ્વામિએ ત્યાં, સાચા સોગન ખાધારે સમખાય.

---

બોલ્યાં બોલ્યાં સોહાગણ બોલ્યાંરે;
હેત નાભી કમળનાં ખોલ્યાં, સોહાગણ બોલ્યાંરે,
સતભામાઃ—આવો મારા મંદિરીયામાં, શું બેઠા છો છેલા;
બળી પેટની હું બોલી છું, થાઓ છો મનમાં મેલા. સોહાગણ.
વહાલામા વઢવાડ કશી નથી, રસિયા રોષ ન ધરિએ;
મોહનજીના મુખડાં ઉપર, હીરા વારી મરિયે, સોહાગણ.
ચૌદ લોકના નાથને મેં તો, અસત્ય કહી બહુ વાણી;
વચન વદેલાં વિચારીને, સતભામા ભરે નેત્ર પાણી. સોહાગણ.
ત્રિભુવનપતિ દુઃખ પડે મમથી કહો કેને તે કહિએ;
નથી અમારૂં મહિયર પાસે, ત્યાં જઇ વાસો રહિએ સોહાગણ.
કાલે આવ્યાતા નારદજી સાચું જુઠું કીધું;
તેથી ત્રિભુવનપતિ તમને, મે થોડું દુઃખ દીધું. સોહાગણ.
ઉઠો નાથજી પલંગ પધારો, ચૂવાચંદન ચોળું;
કાળજડાની કોર હું તમને, વિંજણલે વા ઢોળું, સોહાગણ.
આ રૂપણું શિખી સાંભળીને, નરનારી કોઈ ગાશે;
નિર્મળ ચિત્તે સાંભળવાથી, પાપી પાવન થાશે, સોહાગણ.
રીતે ભાતે રસની છોળે, રસ વાધ્યો નરનારી;
ગોવિંદજીના સ્વામિ સંગે, તેણે લીધી તાળી. સોહાગણ.

---

# શિવ ભીલડી સંવાદ.

—૦૦—

પ્રથમ ગણુપતિ વરણુવું, જેના જશ છે પ્રૌઢ.
સૂરરાય સેવે સદા, દેવતા તેત્રીસ કોડ. ૧
વામાંગે ફરસી ધરી, કરે મોદીક આહાર;
લક્ષ લાભ સૂત જેહના, શુદ્ધ બુદ્ધ ઘેર નાર. ૨
શિવ સેવંતા શોભિયે, ત્રિલોકે વિક્ષાત;
માત ભવાની મયા કરો, શ્રી શંભુ મુજ તાત. ૩
શિવ ઉમિયાને તજી કરી, તપ સાધ્યું જે વંન;
આદ્ય ઇશને અનુભવી, સ્થિર રાખ્યું જે મંન. ૪
પાંચે ઇંદ્રિ વશ કરી, બેઠા આસન વાળી;
સંપ્રષ્ટ નેત્ર શંભુએ કર્યાં, ધ્યાનની લાગી તાળી. ૫
પ્રબળ તપ જે ઇશનું, બ્રહ્મા વેદ વખાણે;
ઇંદ્ર વિરંચી વરમ કરી, કારણુ કો નવ જાણે. ૬
અગમ ઉત્તમ જે ઇશનું, ઉમયા હુતાં કૈલાસ;
ત્યાં આવ્યા નારદ ઋષિ, ઉમયા કેરી પાસ. ૭
અર્ઘ પાદ્ય પૂજા કરી, ઉમયાજી લાગ્યા પાયે;
દીન જાણી દયા કરી, આવ્યા ઋષિ રાયે. ૮
નારદ—ખેમ કુશલ ઋષિયે પુછીયું, ઉમયા કહાં છે ઇશ;
પાર્વતી—ઉમયા કહે શિવ તપ ગયા, ભૂમિ ધરિયુંજી શીશ. ૯
નારદ—નારદ કહે ગિરિજા સુણો, તમને ગયાજી વાહી;
જટા મધ્ય ઝીલી જાહ્નવિ, તપ શાનું રે બાઇ. ૧૦

ભાવે ભજે છે જેહને, તે તો સૌ કો જાણે;
આહો દિવસ ક્રીડા કરે, તું તો દિવસ ન જાણે. ૧૧
પુણ્ય પવિત્ર જલ ઝાલવી, ગંગા પાતિક ટાળે;
મન માન્યું મહાદેવનું, તે તું સામું શાનું ભાળે. ૧૨
અતિ મનોહર માનુની. મન મોહ ઉપજાવે;
શંભુ વન ક્રીડા કરે, તે ઘેર શાને આવે. ૧૩
એક વાર કૈલાસમાં, બેઠા શ્રી ત્રિપુરારી;
તવ મેં પૂછ્યું તે સમે, વ્હાલી કવણ છે નારી. ૧૪
તારે ત્યાં કહ્યું હતું, મુજને વ્હાલી ગંગ;
સ્પર્શ કરવું નહિ ગમે, પારવતી કેરે અંગ. ૧૫
એ દૃષ્ટાંત મળ્યું સહી. મન જોતાંજી આજે;
દુભણ તું માને રખે, કહું છું તુજના કાજે. ૧૬
એવું કહી નારદ ગયા, તારે માંડયોજી ખેદ;
સત્ય જોવા મહાદેવનું, ભલો કીધોજી ભેદ. ૧૭
ભીલડીનો વેશ લઇ કરી, હું તો જાઉંજી વન;
ધીરજ જોવા જુગદીશની, વીમાસુંજી મન. ૧૮
એવું કહીને સુંદરી, માંડયો છે શણગાર;
પ્રિત્ય વસા વનફૂલ પહેરી, ગુંથ્યા મણિના હાર. ૧૯
બાંહે બાજુબંધ બેરખા, શોભિત કંકણ ગાજે;
અણુવટ પાયે વિછુડા, ભલા છંદે વાજે. ૨૦
શિર ઓળિ સિંદૂરે ભરું, ભર્યું કાજલ આંખ;
કાય અરિસા કર ધરી, સુની હાલેજી સુખ. ૨૧
સો ત્રણ ઝાલ પીતલ તણી, કર મુદ્રિકા ઘાલી;
તેજ આણી ત્રણ લોકનું, ચતુરા વનમાં ચાલી. ૨૨

પાયે નેપુર અતિ શોભતાં, ઘુઘરડી બહુ ઘમકે;
શંકર પાસે આવતાં, ચાલંતી અતિ ઠમતે. ૨૩
નયણા તણા ચાળા માંહિ, જોતી ત્યાં જુગતંબે;
ઇંદ્રપુરીની સુંદરી, મોહિ સ્વર્ગે થંભે. ૨૪
શૂરપતિ બ્રહ્મા સાંભળે, ભાળે તેત્રીસ કોડ;
ધન્ય ધન્ય અંત્રીક્ષથી, વાત કરે કર જોડ. ૨૫
નાટારંભ માંડયો રંગ શું, ઉમિયાજી આણંદે;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સૌ મોહ્યાં અતિ છંદે. ૨૬
મણિધર મોહયો મહિં સ્થળે, રહયો મસ્તક ડોલે;
શૂન્યરે શબ્દ પંખી થયાં, મુખથી નવ બોલે. ૨૭
શંભુ પાસે આવીને, વળી પાછી ફરતી;
તાન માન રંગા રંગશું, ત્રિપુરારિનું મન હરતી. ૨૮
મોહિની રૂપે કામિની, દીઠી જેણી વાર;
મુર્છાગત શંભુ હવા, સ્થંભ્યો શ્વાસ તે ઠાર. ૨૯
આસવાસ કરી પ્રેમદા, ઓળખ્યો રાગ મલ્હાર;
કોમળ કર જાણ્યો કામિની, જાગ્યા શ્રી ત્રિપુરાર ૩૦
પાંચે બાણ ભેધાં તદા, મોહ્યા કામ્યની સારી;
શિવની સંધાથે છળ કરી, રામા આણી વધ નારી. ૩૧
શિવ—તારે શંભુ કહે સુણ સુંદરી, તું આવિ કવણ કાજ;
સફળ કરો મુને પ્રેમદા, બજો મુજને આજ. ૩૨
દેવી કે દેવાંગના, ઇંદ્ર કે ઈંદ્રાણી;
રંભા કે ઉર્વશી, કહો છો સાચી વાણી. ૩૩

કોણુ સ્થાનક છે તાહરૂં, કવણુ તુજ ભરથાર;
શિવ વાણી વદી રહ્યા, પછે બોલી તે નાર. ૩૪
પાર્વતી—ભીલ ભરથાર છે માહરો, તે તો શંભુ સમાન
આદ્ય અંત કો જાણે નહિ, તું તો સાચું જાણ. ૩૫
મહા બળિઓ તે તહાં છે, કો નહીં સમ તોલે
તે તણી છઉં કામિની, વિચારીને બોલે. ૩૬
શિવ—શંકર મુખ બોલ્યા તદા, જોને વાત વિચારી;
મુજ આગળ બળ ભીલનું, શું વખાણે નારી. ૩૭
અણુ ગણ્યાં મસ્તક હણ્યાં, જિત્યો મેં ત્રિપુરાર;
અનેક દૈત બીજા હણ્યા, તે તો કર્યા સંહાર. ૩૮
હું તો બાળીને પ્રલ્ય કરૂં, કહે તો સહસ્ત્રે વિડારૂં;
પિનાક તણે ત્રાશે પડે, કહે તો ત્રિશૂલે મારૂં ૩૯
ભીલ મલ ભમતા ફરે, કરે વંન ફલાહાર;
રાજ્ય જોગ્ય તું કામિની, છાજે મૂજ દ્વાર. ૪૦
નહિં સ્વર્થપુરિ બ્રહ્માસને, વૈકુંઠે એક કમળા;
ત્રેલોકે નથી સુંદરી, તેવી છું તું અબળા. ૪૧
રવી શશી જે તપે તેજથી, દીસે ઝાક ઝમાળ;
ભીલ તણી સુણી સુંદરી, ઉઠી મુજને જંવાળ ૪૨
પાર્વતી—અરે વેગળો રહેજે જોગટા, અડકિશમાં મુજને;
પતિવ્રત મુજને ભાંગશે, સાચું કહું છું તુજને ૪૩
તું ઘરડો થઈ લાજે નહિ, મુખ બોલતો એમ;
હું છું કૂલવંતી સુંદરી, તો શું બોલુંજી કેમ. ૪૪

તું તો વૃદ્ધ થઇ તપ આચરે, આવીને આ વંન;
પણ આને દેખી તન તારૂં, સ્થિર નવ રહે મન. ૪૫
તું વ્યભિચારીશું બોલતાં, મુજને આવે લાજ;
તું તો ફરે વનમાં, રહો, મારે ઘેર છે કાજ. ૪૬
એવું કહીને માનિની, કરે નેત્ર ચાળા અનેક;
તે દેખીને શિવ તણું, મન સાલે છે વિશેક ૪૭
તુછકાર કરીને નીસરી, ભીલડી તે તેણી વાર
અંગ અતિશે મોડતી, ચાલી તે નિરધાર; ૪૮
કવિ—પાછળથી જઇ શંભૂએ, કર સાહી રાખી નારી;
શીવ—ઉભી રહેરે કામ્યની. ક્યાં જાય છે આ વારી.—૪૯
હું ઇશ તું ઇશ્વરી, મળી સખી જોડર;
ધન આણી કુબેરનું, પાં'ચાડું તુજના કોડ. ૫૦
તે માટે સુણ સુંદરી, આપણ જઇએ કૈલાસ;
સેવા કરશે તાહરી, મારે છે બે દાસ. ૫૧
ભીલનું સુખ શું ભોગવે, જોને મન વિચારી;
સેવક થઇ સેવા કરૂં. હું આગના કારી. ૫૨
સિદ્ધિ સંપત્તિ છે અતિ ઘણી, તે તો તારી જાણ;
હું વશ વરતીશ તાહરે, આનમન નિરવાણ. ૫૩
એક મુક્તા મણિહાર છે, તે તુજને આપું;
ઉમિયાથી અદકી કરૂં, વેશે લઇને થાપું. ૫૪
પલંગ સુખ છે અતિ ઘણાં. ત્યાં બેસી રહેજો;
કામ કામ જે ઉપજે, આવી મુજને કહેજો. ૫૫

હો દિવસ ક્રિડા કરો, મન ગમે તે રંગે;
થી સુખ પામીશ ત્યાં, ભીલડાં કેરે સંગે. ૫૬
આ વનમાં વ્યાઘ્રસંગ છે, વાસ રૂડો નહિ વાસી;
રૂ તણે મસ્તકે રહીએ, જવું સ્થાનક કાશી. ૫૭
તી—ત્યારે ભીલડી વાણી ઓચરી, સાંભળ વ્યભિચારી;
યાં આવીને શું કરૂં, તાહરે છે એ નારી, ૫૮
ામ શો ઘેર શોક એ, વળી આવી કરણી;
વેત થયો નખશીખ લગી, હજુ દિસે છે તરૂણી. ૫૯
રીરે સુતા ગિરિજા સતિ, તે તો ધરી અર્ધાંગ;
દા વલ્લભ કૃષ્ણને, તેમ તુજને ગંગ. ૬૦
—તું કહે તો તેને તજું, ક્ષણું એ ન વિલંબ લાવું;
વ સહુ દેખતાં અધરા સમ ખાઉં, ૬૧
તી—હું કેમ કહું જે તેને તજો જીભ્હાસત ખંડે થાય;
બળાને ઉવેખતાં, ભૂમિ રસાતાળ જાય. ૬૨
રણીને જે પરહરે, તેનું મોટું પાપ;
રગમ નરકે પડે, વિચારોને આપ. ૬૩
—શંકર કહેરે કામ્યની, સાંભળને કહું મર્મ;
 જુગ માંહે એવા ઘણા, ક્યાં ગયાં છે કર્મ. ૬૪
ગે રામે જાનકી. મેલ્યાં, વન્ન વિસારી;
પીને હત્યા કરી, ગોતમને ઘેરનારી. ૬૫
ળ કેરો ભૂપતિ, તજી દમયંતી વંન;
પે ન હોય તેહને, જો જો વિમાસી મન. ૬૬

આવે તો નારી તજી, હિત માતને તાત;
તુજ કેરે કારણે, એને તજું હું સાક્ષાત. ૬૭
પાર્વતી—ઉમયા ગંગને પરહરિ, રહેશો અમ પાસ;
અન્ન અપમાન પામશો, તો થાશે ઉપહાસ. ૬૮
શિવ—કામ બાળી પ્રશ્ને કરૂં, જુવો વિચારી નાર;
કવિ—શંકર ભોળા પાથરે, નારી કરે નકારી. ૬૯
પછે પ્રગટ પાર્વતી થયાં, જાગ્યા છે ત્રિપુરારી;
વસ્ત્ર લઇ આડું ધર્યું, રહ્યાં તે ઘુંઘટ વાળી. ૭૦
ઉમીયા હસ્યાં મહાદેવશું, દેઇ કરમાં તાળી;
શિવ સન્મુખ જોઇ રહ્યાં, નયણાં નીચાં ઢાળી, ૭૧
પાર્વતી—તપ જાણ્યું ત્રિભુવન ધણી, ચાલોને ઘેર જઇએ;
કામ રૂપ જે કામ્યની, કહે તે બોલ સહિએ. ૭૨
સુર સાહેર પારાશર રુષિ, શશિ સરખો જાણ;
એ વિષયી એવા ઘણા, માર્યા છે મોહના બાણ, ૭૩
દિન વચન ઉમિયાજી કહે, હું તો માગુંજી માન;
ગ્રહસ્થ તણાં સુખ ભોગવો, શું જાવુંજી રાન, ૭૪
તે માટે ઉઠો જઇએ, ચાલો શ્રી કૈલાસ;
ખાનપાન નાનાં ભોગવો, કરો લીલા વિલાસ, ૭૫
શંકર એવું સાંભળી. ઉઠીઆ તતખેવ;
પુષ્પ વૃષ્ટિ સુરપતી કરે, અંત્રિક્ષથી દેવ. ૭૬
ગિરિકૈલાસ આવિઆં, ઉમિયાજીને ઇશ;
ગિરિજા કહે છે સ્વામિ મહારો, રખે ધરતા રીશ. ૭૭

શિવને શકિત એક છે, જુઓ મન વિચાર;
એવું સાંભળી શિવ હસ્યા, વરત્યો જય જયકાર. ૭૮
હર સંવાદ પુરો થયો, જે શીખેને ગાય,
સુખ પામે સંસારમાં, અંત્યે વૈકુંઠ જાય. ૭૯
એકે મને સાંભળે, તેની પહોચે આશ;
બાલણુને પ્રભુ રાખજો, નિત્યે ચરણની પાસ. ૮૦

# લોકપ્રિય નાટકનાં ગરબા સંગ્રહ.

—૦૦—

## ગરબી ૧ લી.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે, શોભે રજની સુંદર શી આજ
હેતે રમીએ સંગાથે સૈયર આપણેરે,
સૈયર કંકણો સોનાનાં કરે ધર્યાંરે, માંહે જડીયાં છે નીલમણી
નંગ—હેતે૰

### સાખી.

મળીઆં આજે આપણે, ધરી શોળ શણગાર;
કર કંકણ ચુડી ચમક ચંદ્ર તેજ એક તાર.
હિરા રત્નથી જડીત ઉરહાર છેરે, મોતી ગુચ્છ લળકે છે
બાજુબંધ—હેતે૰

### સાખી.

અંબોડા ફુલે જડયા, સર સેંથે હિંગુળ;

કીધા કુમકુમ ચાંદલા મુકતામાળા ઉર,
આરસ પારસ મણી જેડલો ચોક છેરે, તેમાં રમતાં વસતા
હૈયે નણુદલરીર—હેતે૦

**સાખી.**

પહેર્યાં ઝાંઝર પ્રિતથી, ઝણુણુ કરે ઝણુકાર;
ફરીએ સૈયર ફુદડી, આ રજની મોઝાર,
સખી વેલીઓ ફુલી વિધ વિધ ભાતનીરે, તે તો આપે છે
શી સુંદર સુગંધ—હેતે૦

**સાખી.**

કથા શિયળની સાંભળી, પ્રિતમ ઉપર પ્રેમ;
વધ્યો સખી વિરહી થઇ, મળે ત્વરાથી કેમ;
પુનમચાંદની
(ત્રિવિક્રમ)

—(૦)—

ગરબી ૨ જી.

ઉગ્યો સખી ! સૃષ્ટિનો શ્રૃંગાર હાર,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં.
જોને પ્રેમઘેલી ભૂમિનારે દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓહો,

**સાખી.**

ધન્ય ! ધરા સુંદરી ! તને ચતુર ચંદ્રતુંજ કાન્ત,
શાંતિ પાઠ પઢાવતો સાધીને એકાંત,

ધરણી પડી પતિને પાય, શિક્ષા શીરે ધરેરે;
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાંતિ ચિત્તે સ્મરેરે,
ધરોને બ્હેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રિતેથી કરો સંસાર સુધારસ પાન—

**સાખી.**

ચંદ્ર સુખે ચીડાઇને, તારાના મુંખ શ્યામ,
સદગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખી ! જેને પતિનું માન-તેના ગાંધર્વ ગાયે ગાન,
પામે દેવી સમાન સન્માન-રમે રામા રસીક લઇ તાન.

**સાખી.**

ધરણીનાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામિ પાય,
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જય ! જય ! ત્યાં ઉચરાય.

વીણાવેલી.

---

**ગરબી ૩ જી.**

વટ સાવિત્રિ વ્રત આજ પુરણ કરીએરે,
લઇ કુમકુમ અક્ષત હાથ, ફળ તો ધરીએરે,
છે પવિત્ર વસો બ્હેન, આપણુ અંગેરે,
કરો પુજન વડનું આજ, સૈયર સંગેરે.
વિધિ આ વ્રત તણીરે, સાચવો તમો,
તો તો મંગળ તમારૂં થાયરે, આયુષ્ય પ્યારા પતિનુ રે વધારશો

શાસ્ત્ર વિષે સુંદરતા શી એની અપી.
તેથી તમારૂં રૂડું થાયરે—આયુષ્ય.
કંકણુ કરવિષે ચમકે તમારાં, અંબોડા શીરપર શોભે છે સારા,
એ સૌ રહેશે રૂપાળા વ્રતની વિધિ સંભાળો;
ઝાંઝરનો ઝમકાર તમારો, લટકો મટકોને ચટકો તમારો
ખટકો હોય જો પ્યારો—વ્રતની વિધી.

---

ગરબી ૪ થી.

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો.
નાચી રહ્યો જગ નચાવી રહ્યો,—શું૦

સાખી.

કોયલ મધુર મોરલી બની, છેડે નટવર કાન,
વિરહ ઘેલી ગોપી ઘણું, તજી નીકળી અભિમાન.
રસીયા વિનાની બની બાળાઓ બ્હાવરી,
વેણું વસંત ચિત્ત વિંધી ગયો—શું૦
શીતળ સુખકર પવનની, લ્હેર ધુમે ચોપાસ,
જાણ્યું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ.
વિધવિધ પંખીના વેણુ, ધુઘરી ઘમકેરે,
મહિં મહિં મેનાના નાદ, ઝાંઝર ઝમકેરે,—

સાખી

નવપલ્લવ વાઘો ધરી, મયુરંગી શીર પાઘ,
ફાગ લાગ આવી રમે, મદનરાજ મહા ભાગ્ય.

લ્હેરી લાલાથી રમે, લલનાઓ લાડમાં,
પ્રિતિ ગુલાલ લાલ છાઇ ગયો-

---

## ગરબી ૫ મી

હો કનૈયાજીરે અમને મોહન માયા લગાડી, અલબેલા.
વનમાં વેણુ વગાડી અલબેલા—હો૦

### સાખી.

બંસી બટ પનઘટ નિકટ, તટ યુમના યદુવીર,
નાચે નટવર નંદના, હરી હળધરના વીર,
લીલી લવિંગ લતા શોભિતાજીરે,
લીલાં વન વૃક્ષ વેલ વાડીઓનાંજીરે, મારા વાલાજી. લી૦

### સાખી.

ચાલો સખી જઇએ ત્યાં, જ્યાં વસે વ્રજરાજ,
નીર ભરંતાં પ્રભુ મળે, એક પંથ બે કાજ.
રસીયાજી રાસ રમાડોરે, અમને રસીયાજી રાસ રમાડો.
સમીરે સંધ્યાની આવી સરખી સાહેલી.
આનંદ અંગે પમાડોરે, અમને રસીયાજી રાસ રમાડો.

### સાખી.

બંસી બટ સમ બટ નહિ, નંદ ધામ સમ ધામ,
વંદ્રાવન સમ વન નહિ, કૃષ્ણ નામ સમ નામ.
કાંનજીને માથે મણી જડયાં મોળીયાંરે,

તારા મોળીયાનો બાંકો બાંકો કાઠ,
ખમા ખમા રૂપાળા કા'નને.
કાનજીએ પીળાં પિતાંબર પહેરીયાં, કા'નજીને કાને કુંડલ
હૈયે હાર.
ખમા ખમા લટકાળા કા'નને--હો કનૈયા-

**સતી દ્રૌપદી.**

---

## ગરબી ૬ ઠી.

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદડલી,
એવા નંદકુંવર શું નેહ, ભીંજે મારી ચુંદડલી,
ઉંચા અવાસ એ અલબેલાના, નીચે અમારી મેડીરે,
સુતી હતી હું મારા ભુવનમાં, સાંન કરી મુને તેડી-
ડગમગ દાદુર મગમગ મોરલા ચાતક થયા નમેરીરે,
વીજળીના વેગના ભયને ત્યાગી, આવી ઉભી આ
શેરી—ભીંજે.

**જગતસિંહ.**

---

## ગરબી ૭ મી.

સેવો સતી બ્હેન શાણી, પ્રેમ આણી.
જાણી પતિ ભગવાન—સેવો
જાણી જીવ પ્રાણ, જાણી સુખ ખાણ.
જાણી ગુણ ખાણ, રૂપના નિધાન—સેવો૦

વેદની છે વાણુ તીર્થ ધામ છે તમામ—સ્ત્રીઓને સ્વામ
ગતી પતીથી યુવતિની.
પતિ વિના કોઇના કોઇનઃ કોઇના,
છે ત્રિભુવને ભામા ભગવાન—વેદની છે.

સાખી

તરવા ભગસાગર મળ્યું, જે માનવ તન નાવ
તેનું સ્વામ સુકાન છે, સખી ધ્યાન ચલાવ.
ધરી સુકાન કંથ, ધર્મ પંથ નિચરી.
પતિ પરાયણા, મહા સતિ નગ્યા.
વર્ગે વિરાજીરે; સ્વર્ગે ઠરી—સતી તણારે.
સતી તણી દેવ મુની પણ કરે છે સદા સેવના.—સતી.

સાખી.

સતી અનુસુયાનું ગયા, સત જોવા જે કાળ,
હરીહરને બ્રહ્મા બન્યા, સતી માતના બાળ.
એવો સતી તણો મહિમા છે ઘણો.
રાખો એ જ્ઞાન, સેવો એક નાન—બ્હેન શાણી.

શારદા વિજય.

---

ગરબી ૮ મી

હે...ચંદ્ર ધીમરિ પ્રકાશો ગગનમંડળે રે;
હે...અમીરસ સીંચી સ્નેહ નજરથી લગાર વ્હાલી કુમુદને
વિકસાવવારે;

શિતલ વિમલ કિરણના, કરસ્પર્શથીરે;
દુર છતાં પણ દિવ્ય સ્વરૂપનાં દર્શથીરે;
ખિલાવો કુમુદ જરીરે, રસીલીમાં રસ ભરીરે, વ્હાલ વધારવારે

**સાખી.**

જળમાં વસતી કુમુદિની, ચંદ્રમાં વસે આકાશ,
જે જેના હૃદયે વસે, તે વસે છે તેની પાસ.
રખે ચંદ્ર ડુબાઓ સજળ વાદળેરે,
પ્રેમી કુમુદને ડુબાવી વીરહાશ્રુ જળેરે;
પડી પદ્મિનિ સ્નેહ સરોવરેરે
પ્રેમ મંત્રથી આરાધે ચંદ્ર અંતરેરે,

**સાખી**

મુગ્ધા પ્રીતિવશ કુમુદિની, તમદર્શમાં છે આશ;
રખે તજી કરતા પ્રભુ દુરદિ પાંતરે નિવાસ.
જો જો પ્રલય કાળના તોફાનમાં
કરતો ઉંડા ધરણી તળમાં વાસરે;
કરવી પ્રફુલ તજી કુમુદને,
શિતળ આ અમૃત બિંદુ વરસાવીને,
કોમળ કલીપર આણી અંતર વ્હાલરે;
કરજો પ્રફુલ પ્રિય કુમુદને.........હે ..ચંદ્ર

સરસ્વતિચંદ્ર

—••—

## મરણી હસી.

જોને વસંત આહ ! ! પુનેમનો ચંદ્ર વાહ ! !
આણી અનંત ચાહ ! !...વીરહી બન્યો—કેક;
હસી હસીને ઘણા સુંદરી બોલાવે,
વામાં વ્યાકુળ થઇ ચિતડું ડોલાવે,
વસ્ત્રો સજયાં છે લીલાં ભેટવાને ભાવે;
ઝાકળ ઝળ મોતીથી પિયુને વધાવે;
પિયુ અર્પે ચંદની ના ચીર......જોઇને.

### સાખી.

વસુંધરા વશ ચંદ્રની ખચિત પાડવાખિજ,
મલકાવે મુખ મળપતું વાદળમાંથી વીજ;
શશી શરમાય છે, આભમાં ભરાય છે.
લલના લપાય લાજ આણતી;
અંધકાર ઓઢણું ખેંચીને મુખપર,
શ્યાણી થઇ ધુંઘટડો તાણતી.
તારા આ તાલ જોઇ, ભાગે છે ત્રાંઇ કોઇએ...જોને.

કૌરવ પાણ્ડવ ભાગ ૧ લો.

---

## પુરાતન આર્ય બાળકનું હાલરડું.

---

(બોલી મ્હારા પ્રેમી પોપટજી બોલબોલો એ રાગ.)
હાલો હાલો હાલો શુરીર બાલ હાલો,
હાલો હાલો વનિતા ઝુલાવે (ટેક)

હાલ મારા લાલા, સુધીર કુંવર કાલા,
હાલો હાલો સુહેતથી હુલાવે.
ભાઇ તું સ્વદેશ ભકત, જન્મથી થયો છે,
શૌર્ય ધર્મ પૂર્ણ તુજમાં રહ્યો છે,
વૃથા જ્ઞાન ભક્તિને વિરાગ તુંમાં ના'વે—હાલો.
જન્મી આર્ય ભૂમીમાં, રમીશ આ ભૂમિમાં,
હૃદય પટે કોતરો સ્વદેશનો મહિમા;
અન્ય પ્રજા આ જાતને તેથી ના ડગાવે—હાલો
સ્વદેહ ભાન ત્યાં લગી, સ્વદેશ તાન સેવો,
નિકર તો ગુલામીથી, ગંધાય જ્ઞાન મેવો;
કાયરતા કાં કરો વિરાગ મણી શું કહાવે?—હાલો
બ્રહ્મભાસ થાતાં સ્વદેહ ભાન જોતાં,
સેવજે સન્યાસ વૃત્તિ બ્રહ્મમાં વિલાતાં;
પ્રથમ "વિજયવર" ઉચારિ દેશને દિપાવે—હાલો.
બાર શૂર્યને અસંખ્ય સૂર્યવીર ઓપે,
આપણા સ્વદેશની સુવિજય ધ્વજા રોપે;
સુયશ ગાઇ સંઘવી વસુંધરા ગજાવે—હાલો.

---

## ભારત શ્રી ગીત.

---

(ગરબે રમવાને આવી નિસર્યાં કે લોલ એ રાગ.)

ગરબે રમવા, સાહેલી! સાંચરો રે લોલ,

ભારતી મંદિર ચાર ચોક ત્રિશૂલી ફરેરે લોલ;
આવો બ્હેની ? ગીત રંગ રેલીએરે લોલ; ટેક.
સાખી—શરદપુનમ રજની ખીલી, અનિલ સુરભ મલકાય,
ચંદામુખ નંદન શીળી સ્મિત લ્હેરી લલકાય:—
રમે રમા શારદા સોહામણીરે લોલ,
કુંકુમે જ્યાં સાથીયા પુરેલ, છે શોભા ઘણીરે લોલ,
આવો બ્હેની ? આજ રાસ ખેલીએરે લોલ—ગરબે૦
સાખી—મીઠાં ઝરણ ઝરી રહયાં, મધુરૂં મધુરૂં સુરગાન,
કોકીલ બુલબુલ રસભર્યાં; દ્રવે અનુપમ તાન;—
દેશવાડી નવપલ્લવે ભરીરે લોલ;
આવો બ્હેની ? જનની ગાન ગાઇએરે લોલ.—ગરબે૦
સાખી—ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્રા શુભ તીર;
રમે સિંધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર;—
ગુર્જરી બંગ સુંદરી મળીરે લોલ,
કાશ્મીરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓરે લોલ;
આવો બ્હેની ? ઐક્યતાન ગાઇએરે લોલ.—ગરબે૦
સાખી—હિમાલય શીર સમ ઉંચી, નિર્મળ એ મન આશ,
ભિન્ન જાતિ રીતી તદપિ રહો, એક ઉર અમ વાસ;
લાવો ? લાવો ? હૃદયપાત્રમાં ભરીરે લોલ,
મંગળ પ્રિતે અર્ઘ્ય ભક્તિ આત્મ સુવાસે ભરીરે લોલ
આવો બ્હેની ? માતૃભૂમિ પૂજીએરે લોલ—ગરબે૦

સુમન્ત.

## ગુર્જરી સ્તવન.

શીળી રાતમાંરે લોલ, રમીએ સહીયર સહુ સાથમાંરે લોલ;
રમતા વાટમાંરે લોલ, ફરીએ સહીયર સહુ સાથમાંરે લોલ;
શીળી રાતમાંરે લોલ, રમીએ સહીયર સહુ સાથમાંરે લોલ.

સાખી—હર્ષે આંજી આંખડી, રેલી મીઠા સુર,
નૌતમ સ્નેહે ઉજવીએ, ઉત્તમ ગુર્જરી નૂર.

સખી વિશ્વની શી વાડી હિંદ માવડીરે લોલ;
ભલી હિંદની રસીક ભૂમિ ગુર્જરીરે લોલ;
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરીરે લોલ;
સખી ? ગુર્જરી વિશ્રાસ વાડી આપણીરે લોલ ?
શીળી રાતમાંરે૦

સાખી—હૃદય તણા પણ હૃદયથી, નમીએ સૌ જગરાય;
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.

તીણું ગાતી મીઠી નદીઓ અહીં શી રમેરે લોલ;
પુરાં ખીલી ઝૂલી ખેતરાં ધીરાં હસેરે લોલ;
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફુલ ફલ છેરે લોલ;
સખી ? મધુર કંઠીકિ પંખીડાં પણ શાં વસેરે લોલ ?
શીળી રાતમાંરે લોલ ?

સખી—મનહર મોહક ભૂમિ આ, આપણ એના બાળ;
નિર્મળ નેહે શું નહિં ધરીએ એ પર વ્હાલ ?

સખી ? માત મારે હૃદય શું ના બાળીએરે લોલ ?
લલીત ગુર્જરીનું હિત શું ના ભાળિયેરે લોલ ?

સખી ? સ્વાર્થ એને કાજ શું ના છાંડીયેરે લોલ ?
સખી ? સમય આવે પ્રાણને પણ પાડીયેરે લોલ ?

વસન્ત વિનોદી.

---

## સતી સ્ત્રીઓનું સ્મરણ.

—•०—

શૂરી સતીઓ ક્યાં ? એવી શૂરી સતીઓ ક્યાં ?
પતિ સાથે વનવાસ વિચરતી, સીતા માતા ક્યાં ?
પતિ ગત વાત, સુણી મરનારી, મદાલશા સમ ક્યાં ? શૂરી૦
નાગનાથની સેવા કરતી, ભોગવતી તે ક્યાં ?
શમ દમ નિયમે દ્રઢ રહેનારી, દમયંતી તે ક્યાં ? શૂરી૦
પાંચાળી સમ પરમ પુનિતા, શુદ્ધ સાવિત્રી ક્યાં ?
સુલોચના તારાને રૂખમણી, સુલક્ષણાઓ ક્યાં ? શૂરી૦
આડંબર અનસૂયા તણો પણ વર્તન તેવું ક્યાં ?
પતિ ભક્તિની સાચી શક્તિ, શકલ સ્ત્રીઓમાં ક્યાં ? શૂરી૦
કળીકાળમાં પ્યારાં બ્હેનો ? સારા સાધન ક્યાં ?
કરો પ્રયત્નો ? નહીં બને શું, પ્રયત્ન તેવાં ક્યાં ? શૂરી૦

---

## સ્ત્રીઓને બે બોલ.

---

### ગઝલ.

ન સેલાં ને વળી સાડી, તમારું રૂપ દિપવશે;
ઘરેણાં ને વળી ગાડી, થકી ના માન સચવાશે.
રૂમાલો કે નહિ અત્તર, સુવાસીત જીંદગી કરશે;
સુગંધી પ્રેમની વાણી, સુશોભીત કાયને કરશે.

અભિમાને નહિ સત્તા, અમર તમ નામ સાચવશે;
સુકૃત્યો સ્નેહથી થાતાં, જરૂર સ્વર્ગે લઇ જાશે.
લઇ શુભ જ્ઞાનની થેલી, પરમારથ પાઠને શીખો;
દુભાવો ના જરી કોને, ભલાઇ સત્યથી પેખો.
પતિવ્રત પાળશો પ્રેમે, પતિના પ્રેમની ઘેલી;
પતિ ઘેલી કહે લોકો, બનો બસ સ્નેહમાં ઘેલી.
જીવન સાદું સદા યાચો, કરો સૌ ઐક્યના ગાનો;
ભલું તમ દેશનું હૈયે, અહરનીશ સત્યથી જાણો.
લઇ સત્કર્મની માળા, કરો સૌ ક્લેશને ન્યારા;
"**ગરીબની**" દાદ સુણીને, બનો પરમાર્થના પ્યારાં.

"ગરીબ"

---

# પાછળથી વધારેલી સુંદરી સુબોધ

## ગઝલ સંગ્રહ

---

### "અમારા કંથને માટે?"

—ગઝલ—

અમે આ દેહ ધારી છે, અમારા કંથના માટે;
વળી માયા વધારી છે, અમારા કંથના માટે? અ૦
પિયર પળમાં તજી દઇને, સુભાગી સાસરે આવ્યાં;
રમત સર્વે વિસારી છે, અમારા કંથના માટે? અ૦

પિતાથી લાડ કરતાં'તાં, પ્રજવતાં માતને ભારે;
હવે બુદ્ધિ સુધારી છે, અમારા કંથના માટે ? અ૦
કહ્યું ના કોઈનું કરતાં, અતિ ઉન્મત્ત થઇ ફરતાં;
હવે તો લાજ ધારી છે, અમારા કંથના માટે ? અ૦
જુનાની પ્રિત તોડીને, નવાંથી સ્નેહ જોડીને;
ગર્વની ગાંઠ ગાળી છે, અમારા કંથના માટે ? અ૦
ટુંકારા સાસુના ખાધા, નણંદના બોલ સાંખ્યા છે;
ક્ષમાની ઢાલ ધારી છે, અમારા કંથના માટે ? અ૦
પરાધીન પીંજરે રહીને, હશે કદી કષ્ટ કંઇ વેઠયું;
ઉદાસી ટેવ ટાળી છે, અમારા કંથના માટે ? અ૦
પતિની સેવ છે સાચી, રહી નીજ નાથમાં રાજી;
અનિતિ તો અકારી છે, અમારા કંથના માટે ? અ૦
ધરી શણગાર શુભ અંગે, ઠમકતી ચાલ ચાલીને;
શરીર શોભા વધારી છે, અમારા કંથના માટે ? અ૦
કહે તે કંમ કરવાનાં, પતિને દેવ ગણવાનાં;
અડગ એ ટેક ધારી છે, અમારા કંથના માટે ? અ૦
પતિના સુખમાં સુખીયાં, પિયુના દુઃખમાં દુઃખીયાં;
સરસ રીત એ સ્વીકારીછે, અમારા કંથના માટે ? અ૦
પતિનું આંસુ પડશે ત્યાં, અમારૂં લોહી આપીશું;
પતિવ્રત માળ પ્હેરી છે, અમારા કંથના માટે ? અ૦
( મણીકાંન્ત ).

## " પતિવૃત્ત પ્રાણથી પ્યારૂં ! "

અમારૂં સ્વર્ગનું બા'રૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં;
અમોને મોક્ષ દેનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં !
સુબુધ્ધિ સાથ વસનારૂં, કુબુધ્ધિ દૂર કરનારૂં;
પિયુનો પ્રેમ પાનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
ભલે ભુખે મરી જઇએ, કદી કંગાલ જો થઇએ;
દુઃખો દેખી ન ડરનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
અમોને કેદમાં રાખો, કદાપિ બેડીઓ નાખો;
છતાં ના ટેક તજનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
ભલેને ભય ઘણો આપો. કદી તલવારથી કાપો;
નહિ તલભાર ડગનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
ઘણું દુઃખ સાસરે સહીશું, કદીના કોઇના કહીશું;
અમારા શ્રેયને સારૂ, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
પતિ જો હોય પતવાળો, કુટિલ વા અંધ હો કાણો;
તથાપિ ચિત્ત ચ્હાનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
ભલે રોગી, અભોગી હો, અગર ધનહીણ, યોગી હો;
ધણી ભગવંત સમ ધારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
અભણ કે હોય અજ્ઞાની, શકે ના પ્રેમને જાણી;
છતાં શિરછત્ર છે મ્હારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
અમારો દેવ છે સ્વામિ, અમારી ભક્તિ ત્યાં જામી;
હૃદય ભરથાર રટનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
નહિ લલચાઇએ લોભે, નહિ મન માનશે મોહે;

ખરેખર ? એ બધું ખારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
ભર્યા ભંડાર નાણાંથી, સુવસ્ત્રો કે ઘરેણાંથી;
કદી ના ચિન્ત ચળનારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
રવિ પશ્ચિમ ઉદય થાયે, સિંહણ સુત તૃણજો ખાયે;
તથાપિ હામ ના હારૂં, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?
દ્રુપદ તનયા અને તારા, સુકન્યાને સતી સીતા;
પતિવ્રત તેહ સમ પાળું, પતિવ્રત પ્રાણથી પ્યારૂં ?

* * * * *

કહે શંકર સફળ ઉગ્યું, મળે જેને સતી નારી;
તરે પોતે અને નિજનાથને, સંસાર દે તારી;

( મણિકાન્ત )

## ભરતજીનો ભાતૃપ્રેમ.

### ગઝલ.

ઓના રૂઘનાથકે દેખે નહિ દિલકો કરારી હૈ,
હમારી માતુકી કરની, સકલ દુનિઆસે ન્યારી હૈ !
સુના જબ તાતકા મરના, મનો બરછીસી મારી હૈ.
પડા વ્યાકુલ, હુઆ બેશુધ્ધ, દ્રગનસે નીર જારી હૈ !
સુના જબ રામ, ગે બનકો, સિયા પ્રાણોસે પ્યારી હૈ.
વિમુખ જીન રામસે કીન્હા, યહી જનની હમારી હૈ !
લગી લઘુવંશમેં આગી, અવધ સારી ઉજારી હૈ.
ભરત શિર લોટ ધરણીપર, યહી કરતા પુકારી હૈ !
બજાદો કૂચકા ડંકા, કરો ચલનેકી તૈયારી હૈ,
પડી રઘુનાથકો ચરણોં, યહી તુલસી પુકારી હૈ !

---

## ગાંધીજીનું ગુજરાત.

### રાગ ધનાશ્રી.

ગાંધીનું ગુજરાત, ગણાયું, ગાંધીનું ગુજરાત !
ગુર્જર દેશે વિરલ મૂર્તિએ, વિમલ સરલ સાક્ષાત્.
દર્શનથી કંઇ ચેતન પ્રગટે, જોતાં એની જમાત;
જેના સાચા સાધુઓ ભ્રાત—ગણાયું૦
સાબરમતીના સુંદર તટપર, પ્રગટયું નૂતન પ્રભાત,
"મોહન" તુજ સત્યાગ્રહ બંસી, સુર સુણી સઉ જાત:
કરે છે મીઠી ઐક્યની વાત.—ગણાયું૦

દેશ ભક્તિને રાજ્ય ભક્તિની, સાચે સાચી વાત,
નિર્ભયતાને સત્ય વચનની, દીક્ષા દઇ તેં તાત;
બનાવ્યું નવલું ગુજરાત.—ગણાયું૦
હિંદુસ્તાન.

# "સંગીત વિલાસ" ૧

કાનુડા તારી, કામણુ કરનારી;
વ્રજમાં વાંસલડી વાગી.—કાનુડા.
મીઠી વળી મોહક, મનવશ કરનારી—વ્રજમાં.
મનવશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી;
હું ઘેલી; (૨) તમવિણુ થઇ છું ગિરધારી—વ્રજમાં,
કંસવધ.

## ૨ યમ સાવિત્રી સંવાદ.

યમ–શા માટે શ્રમ કરે, સતી! તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી? વળ તું પાછી. (૨)
સાવિત્રી–સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત;
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત;
ધર્મ જે વેદ પુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગૃહસ્થા-
શ્રમ ગણીઓ;

કૃપાનાથ ? મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી; (૨)
વળું મહારાજ ? કયમ પાછી (૨)
યમ—સુણી વિવેક ભરી મૃદુ વાણી; થયો પ્રસન્ન અતિ મન શાણી?
સત્યવાનના જીવિત વિના કંઈ ઇચ્છિત વર યાચી (૨) હવે.
સાવિત્રી—" મહારાજ ! મારા અંધ સાસુ અસુર આંખે
દેખતા થાય "
યમ—" તથાસ્તુ " ભાગ્યવતી ? તું અતિ દુર આવી.
થાય કોથી મિથ્યા નવ ભાવિ—શામાટે.
સાવિત્રી—પતિ સમીપ શ્રમ નહીં જરી, જ્યાં જાએ મમ નાથ;
તપ વ્રત આપ કૃપા વડે; ત્યાં આવું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી
કૃપાનાથ ? મમ પ્રાણનાથ શું, રહી વૃતિ રાચી (૨) વળું૦
યમ—અર્થ યુકત સંભાષણ તારૂં; બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી—હવે.
સાવિત્રી—" મહારાજ ? મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું
રાજ્ય પ્રાપ્તિ થાય "
યમ—ઉત્તમવર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પૂંઠળ
આવે—શામાટે.
સાવિત્રી—સુપાત્ર જન કરતાં કદિ, સુપાત્રનું સન્માન ;
સાધુ તો દુશ્મનનું તણું, પણ સાધે કલ્યાણ.
સંત પુરૂષોની સમાન દૃષ્ટિ ; દયા તણી વર્ષાવે વૃષ્ટિ ;
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)—વળું

યમ—શીતળ વચન સુધાસમ તારા; તૃષા તૃષાતુરની હરનારા:
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી—હવે
સાવિત્રી—મહારાજ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર મારે.
સો ભાઇ થાય"
યમ—"તથાસ્તુ" સાસરીયાનું માન વધાર્યું;
પિયરતણું પણ કાજ સુધાર્યું.—શામાટે.
સાવિત્રી—પરદુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ;
ભરૂંસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ,
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતું સૌ આવે;
કૃપાનાથ? મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)—વળું
યમ—મધુરાં નવિન વચન સંભળાવ્યાં, અતિશય તે મ્હારે
મન ભાવ્યાં;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી—હવે,
સાવિત્રી—"મહારાજ? મને મારા સ્વામિથી ઔરસ સો
પુત્ર થાય"
યમ—"તથાસ્તુ" હરે ન થાવું અતિવર લોભી
તજી પૂંઠ હવે જા અહીં થોભી—શામાટે.
સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચુકે લગાર;
સાંપ્રત ભૂત ભવિષ્યની, ગતિ તણા આધાર,
સજ્જન દૂરે ના આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી:
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)-વળું.

યમ—અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુંજમાં ભકિત મારી ;
ભગવતી ? છેલ્લું ઉત્તમ અનુપમ, ઇચ્છિત વર યાચી
(૨) હવે.

સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું, પ્રભુ આપે વરદાન ;
જીવતદાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન.

( સુકન્યા-સાવિત્રી. )

૩

સુંદર શામળીઆ, નામ જપીશ નિત્ય તારૂં;
મનહર નામળીઆ, કાશી કરવત ધારૂં—સુંદર.
શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા;
વિનવે કરગરી દીનદારા, દર્શ દયો દિલદાર તમારા
ક્યાં હું કહું દુઃખ મારૂં—સુંદર.
આસપાસ નહિ વાસ નિહાળું, અહહ ત્રિભુવન ભાસતું કાળું.
નિરખું નહિં કદિ મુખડું રસાળું, જઇ હિમાલય ગાત્ર હું ગાળું
સાક્ષી દેવ દયાળુ—સુંદર.

(વીણાવેલી)

૪

કરે કામની શું સંસારે, વારે વારે પતિને સંભારે.
બધી આળ પંપાળ વિસારે, પતિ રામનું નામ ઉચ્ચારે.
બન્નેને દાબો બ્રહ્માંડ ભારે, બન્નેને કાપો તીક્ષણ ધારે.

સાખી.

દેહ ગેહ શુદ્ધિ નહિં, તુટી ગઇ જગ પ્રીત;

ગોરી તો ગાતી ફરે, રસીઆનું રસગીત;
ખાન પતિનું ને પાનપતિનું ગાન પતિ સુલતાન;
એક મુકે નહિ ટેક પેરાવે છેક શુળી સુલતાન—કરે૦

વીણાવેલી

૫

કાંઇ નથી સુખ સાધન ધનમાં સાપ બહુ વસતા ચન્દનમાં
સ્વામિજી સુખીવશે વનમાં—કાંઇ.
સાહ્યબી શી શંકરને છે. પાર્વતી કંઇ સુખીયાં કમ છે.
લોક તો મૂરખ એકદમ છે. ગોળ ખોળની નહી કંઇ ગમ છે.
વૈભવ ઝાંઝવાના જળ છે, સ્વાંમી ભવનમાં—કાંઇ

વીણાવેલી

૬

અરે શું માનવનો અભિમાન, પલકમાં ટળીજશેરે;
ખરે જેમ પીંપળ ઉપર પાન પલકમાં ખરી જશેરે;
પલકમાં ખરી જશેરે માટીમાં મળી જશેરે;—અરે.
ઘડી જીવતરમાં ઘડી એક સુખની નાર...રે નથી.
મૂઢ મમતામાં મરતા આશા......રે નથી.
...ર નર નાદાન—અરે.
કાયા કલેવર કારમું છે. ગંદકીનો ખાડવો.
સમજુ જને સમજી જઇ અભિમાનને વણુસાડવો.
અભિમાન ફણીધરને નહિ દુધ પાઇને પેધાડવો;
રાવણ સરીખે માનથી લીધો નથી કંઇ લાડવો.

વીણાવેલી.

૭

## સાખી.

કાયા કાચો કુંભ છે ને જીવ મુસાફર પાસ.
તારો ત્યાં લગી જાણજે જ્યાં લગી શ્વાસો શ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ સરખામાની લઇએ;
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ—સદા.
પીપળ પાન ખરંતા હસતી કુંપળીઆં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆં;
નહિ જેવી ને તેવી નિત્ય કોઇની નભતી જોઇએ.
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—સદા.
કદી મોહલો કદી માળીઆં, કોમળ છપ્પર ખાટ.
કોઇ દિન એવો આવશે, ભુખ્યા ન મળે ભાત—સદા.

**વીજુવેલી.**

૮

વ્હાલા બોલો તમે–લાલા બોલો તમે.
કેમ રસિઆ રિસાણા—વ્હાલા.
બોલી કે ચાલી નથી–આડી હું હાલી નથી.
નીતિને ટાળી નથી. નાથ વ્હાલા.
રે રઢીઆળા રાજવી દેવાશીનાં અંશ.
હસવું તારૂં મન વસ્યું ચિતહર ચાતુર હંસ
વૈભવમાં મુજ મરજી નથી મ્હેલ માળાની ગરજી નથી

ઝાંઝર ઝુમણાંની અરજી નથી માગું રસીકવરજીનનાણું
માગું છું બોલ,—વ્હાલા બોલો તમે.

વીણાવેલી.

૯

દીન દયાળુ છે મારો શ્યામ, મારો શ્યામ, મારો શ્યામરે-દીન
કરૂણા સાગર, ભકત વત્સલએજી;
ભીડ ભંજન એ કરૂણા સિન્ધુરે.
રહેમી સહુપર છે સુંદર શ્યામ, સુંદર શ્યામ, સુંદર શ્યામરે-કરૂણા
કીડીને કણ હાથીને મણ,
એમ સૌને પોસે છે મારો કહાન, મારો કહાન, મારો
કહાનરે—કરૂણા.

કૃષ્ણ ચરિત્ર.

૧૦

નંદજીનો છેલો જાદુનો ભરેલો.
જાદુનો ભરેલો છે છાકમાં છકેલો—નંદજીનો.
કાળી કીકીની માંહી કામણ ભરેલું છે;
મંદ ભુરકીમાં મોહન મંત્ર, જાણે જીવનનો જંત્ર,
પ્રાણ કરે પર તંત્ર;
વાણીમાં લોભાવી બાલા,
બોળીને ફસાવે ફંદે ભરેલો—નંદજીનો.

કૃષ્ણ ચરિત્ર.

## ૧૧

રખેવાળ થાશે મારો રામ,
હો ? ? તું જાણુ જનુંનીરે–રખેવાળ.
શલ્યાની અહલ્યા કીધી, કરમાની ભડકી પીધી,
તેની છે હૈયે મુને હામરે, તું જાણુ જનુંનીરે–રખેવાળ.
વારીપર તારી જેણે, પાષાણી પાજભારી;
એવી થાશે તે બહુ નામરે, તું જાણુ જનુંનીરે–રખેવાળ.
રાવણને જેણે રોળી, કીધી લંકાની હોળી;
એ છે ઠરવાનું મારૂં ઠામરે, તું જાણુ જનુંનીરે–રખેવાળ.

**પ્રહ્‍લાદ વિજય**

## ૧૨

આંખ વિના અંધારૂં રે (૨)
સદાય મારે આંખ વિના અંધારૂં.
મારે મન સઘળું કાળું કાળું રે, (૨) સદાય મારે.
કોઇને જગ લાગે સારૂં; કોઇને લાગે નઠારૂં;
મારે મન જીવતર ખારૂં ખારૂં રે (૨)—સદાય.

**સતી અનસુયા.**

## ૧૩

મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતાં;
ઘેબર ધારી જલેબી સીરો સુખડી;
મોતી સુરને મેસુર ભાગે ભુખડી;

તળું તતળીરે કાચરી વડી તમ કાજ—ભોજન.
નેહે નીપજાવું શાક ભાત ભાતના;
રૂડાં રાઈતાં બનાવું જાત જાતનાં;
અતિ જુગતીથી પીરસું પ્રીતે ધરીબાજ—ભોજન.

સતી અનસૂયા.

૧૪

ચાહો જો તમે નરેશ દેશને કરવા આબાદાન (૨)
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, દયો માતાને જ્ઞાન-ચાહો.
હોય જો માતાઓ ગુણવાન, ઉછેરે રૂડી રીતે સંતાન;
કરાવી જ્ઞાન સુધારસ પાન-દેશને.

સાખી.

કેળવણી વિણ નીલમને, માણેક પથ્થર કહેવાય;
કેળવણીથી વિષ હળાહળ, પણ અમૃત થઇ જાય.
નથી જ્યાંસુધી સુશિક્ષીત નાર, કહાવે અર્ધદગ્ધ સંસાર.
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર-દેશને.

સતી અનસૂયા.

૧૫

મારે મ્હોઢે મનાવી રાજી કહેવરાવી,
કલાવી પટાવી પુછો શું તમે (૨)
ફુલ સુગંધી વાળાં, રૂડાં રંગે રૂપાળાં.
તેની મીઠી સુગંધી કોને ના ગમે.
કોને ના ગમે-મારે.

લીલાં પીળાં ઝાડપાન, ઉપર પંખી કરે ગાન;
રોજ કાને સાંભળવાં કોને ના ગમે.
કોને ના ગમે–મારે.
વાહ કેવી શાણી, બોલે મધુરી વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે–મારે.

**સતી અનસૂયા**

૧૬

મન માયાના કરનારા રે, જરા જોને તપાસી તારી કાયા ;
પુછી જોને તું પંડિત પુરાણીરે, કોઇના અમર છે લેખ લખાણા:-
કાચી છે કાયા આ માટીની માંયા, છે માટીના ખેલ બનાયા.
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા;
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેણે મૂછપર લીંબુ ઠરાયા :-
કાળના કોં'વાડેથી કોણ બચ્યું, ભલે રંક ભલે હોય મહારાયા ;
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા :-
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના
પડછાયા–જરા જોને.

**ઉદયભાણ.**

૧૭

જે કરશે તે ભરશે કોઇ શું કહેશે,
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે.
કેસુડે વાસ ન મળશે, નહિ કેતકી કદીએ ફળશે ;

જે વાવે તેવું લણશે, કરણી સરખાં ફળ દેશે-બાવળ
કૌવચ સંગતથી રંગત શું રહેશે ?
ચંદન ખંડનથી ગંધ અખંડ ન વહેશે.
મધ મધપુડે જે વળશે, મધ ભાગ્ય હશે તો મળશે,
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે-બાવળ

**ઉદયભાણ.**

૧૮

ટાળ્યા નહીં રે ટળે, લખ્યા જે લલાટે લેખ-ટાળ્યા.
વાવ્યા બીજ તે ફળે, કરમે લખ્યું તે મળે-ટાળ્યા.
દશરથ બાંધે તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઇ આંધળાં ઝુરી તો મરે-ટાળ્યા.
રઘુવીર ચાલ્યા વનમાં સીતા રૂદન કરે;
દુષ્ટે દગે સતી લઇ ગયો, લંકા પળમાં બળે-ટાળ્યા
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેળા ચાહે સો કરે-ટાળ્યા.

**ઉદયભાણ.**

૧૯

જેને શીર કીરતાર સમર્થ, વ્યર્થ તે શીદને ડરે રે-શાણા
જેવા કેસરી કેરા કુમાર, નિડર વન વનમાં ફરે રે-શાણા
બાળકને ભૂત કહી ભડકાવે, જ્યાંસુધી સમજણ નાહી.
સમજુ થાતાં ભર્મ ભાગતાં, મર્મ લહે મન માંહે-વ્યર્થ

અંડાને બહુ બીક બાજની, જ્યાંસુધી પડદે પડીયાં;
ગુરૂ કૃપાએ પડદા ફુટે, ઉડી ગગન ઘર અડીયાં-વ્યર્થ
સ્વાંગ પ્હેરતાં સતીઓ મુકે, તન મન પતિને ચરણે.
શરીર સ્વાંગ ધરંતાં સાથે, સઘળું ભગવત શરણે-વ્યર્થ

ઉદયભાણુ.

૨૦

અલબેલા, લટકાળા, વ્હાલા પ્રીતમ ઠાકોર મારે મન વસિયા.
રસઘેલા, રીસાળા, બેઠા દેહના દેવળ માંહિ રંગ રસિયા.
પ્રીતી પંચામૃતે પાતળીયા, પખાળું વચનને ફુલડે વધાવું
હેતને હીંચોળે હળુ હળું હીંચાડું હોંસે હસીને હસાવું.
શૃંગાર સજી સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું.
લહનું કચુંબર, રીસનું રાયતું, ચામડાઇ ચટણી, વ્હેમશાક
આપતું.

બરફી પેંડાને મ્હેસુર પ્રેમ ભાવના.
ખારી પુરી કચોરી શુધ્ધ સ્નેહ વાસના.
ભાવના ભૂખ્યા ઉઠયા દેવ લઇ વાસના.
પેંડા પ્રસાદમાં વ્હેંચી શું ઉલ્લાસના-અલબેલા.

ઉદયભાણુ.

૨૧

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીના સૌ મળી દરશન કરીએ.
દુઃખ હરનારી, સુખ કરનારી, મૂર્તી માની અંતર ધરીએ,

ભાવ ધરી જો પુજન કરીએ, તો ભવ સિંધુથી તરીએ;
ચુવા ચંદન કુમ કુમ કેસર અરચન કરીને મન ઠરીએ,
અબીલ ગુલાલને પુષ્પ માળથી માને વધાવી મંદીર ભરીએ;
ચાલો,-

સૌભાગ્ય સુંદરી

૨૨

કોમળ કાયા કાં કરમાવો બાઇ ભભુતી ચોળી.
હવે ભભુતી મુજને વ્હાલી દેહ દઉં રગદોળી.
પ્રીત ગઇ પ્યારા પ્રીતમની આશ ઉડી ગઇ આ અંતરની.
રૂપે રંગ દઉં રોળી-કોમળ

સુંદર શરીરે શોભે બાળા હીરાના હાર રૂપાળા
પ્રેમ દોરીયે અશ્રુ પારલા પરોવી પહેરૂં માળા
કંથ કૃપા વીણુ જોગણુ થાઉં, નાથ નામની ધુન લગાઉં
પ્હેરી કંથા ઝોળી-કોમળ.

નંદબત્રીસી.

૨૩

મન ભુલાવે, મન લોભાવે મન ચકડોળે ચડાવેજી
શુદ્ધ પવિત્ર નિરમળ આત્મા કાદવે રગદોળાવેજી-મન
જોવાનું તે નવ દે જોવા નહીં જોવાનું બતાવેજી
અમૃત મુકી વિષને વળગે નર્ક મહીં હોમાવેજી-મન

વારૂ વનિતા વિશ્વ મહીં છે કોઇ ગોરી કોઇ કાળીજી
ત્રપ્તી છે સંતોષ મહીં નથી સુખકર તૃષ્ણા બાળીજી—મન

**નંદબત્રીસી.**

૨૪

અબળા લાચાર બિચારી રે,
સ્વામીની દાસી, અબળા લાચાર બિચારી.
પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઇ
ભોળી મીઠાં વેણે રીઝે નારી રે—સ્વામી
માંદી મરે છો દર્દથી, સંભાળ નારીની નહિ,
દાઝી મરે છો દિલ દુઃખથી ; દેનાર દિલાસો નહિ ;
દિન રાત સેવા નાથની, કરીએ હસી શ્રમને સહી,
પળ એકની ગલતી થયે, જીવન તણી સેવા
ગઇ—સ્વામીની દાસી.

**સ્નેહ—સરિતા.**

૨૪

નેણમાં નીંદ્રા ન આવે જરી,
મારો રામ ગયો વનવાસરે—નેણમાં.
હંસ વિના મારાં સરોવર સુનારે;
વાઘ વિનાની વનવાટરે—નેણમાં.
પંખી વિનાનાં મારા પીંજર સુનાંરે;
મંદીરીયાં સુના સીતા રામરે—નેણમાં.

**વિક્રમ ચરિત્ર.**

૨૫

મને સહાય કરશે મોરારીરે;
વ્હારે ચડશે ગોવરધન ધારી;
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી;
એની ચીન્તા કરીશ નહી મારી—મને.
મંજારી બચ્ચાંને બળતા ઉગારી;
મોક્ષ દીધો ગર્જેન્દ્રને તારી;
દ્રોપદીનાં ચીર પુર્યાં; થાશે તે સ્હાયકારી—મને.

વિક્રમ ચરિત્ર.

૨૬

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે.
ધર્મ વનિએ ધરણી ધરનું ધ્યાન ધૃતિથી ધરવા દે;
આશ્રમપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે;
નટવર નામનું નાવ મળ્યું તો ભવસાગર તરવા દે;
નાશવંત નર નામ છોડીનો, અક્ષય વરને તરવા દે-વિષય

સુરદાસ

૨૭

હું ભજન કરીશ હરિનું, સદા સુખે—ભજન
આ સંસાર આગ સમ લાગે;
મિથ્યા ફાંફાં મારી હારી—ભજન.
નહીં કોઇને કેવા તમારી વાત આ બંધાઉં છું.
રાખો ભરોસો હૃદયમાં, હું દેવના સમ ખાઉં છું.

છોડો ક્ષમા લાવી મને, ઝટ અહીંથી જાવા દિઓ.
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ.

સુરદાસ.

૨૮

વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયાં
માહરી મહારાજ
પ્યારી છબી શામળાની, સ્થાપી ઘટ ઘરમાં મેં તો.
એને હાથે છે મારી લાજ
વૃન્દાવનમાં, ફરતા ધરતા વરતા, આ આ......વ્હાલા.
હૈડે નિત્ય હેત ધારી, બંધુ હળધરના હું તો.
સેવું છોડીને બીજા કાજ......વૃન્દા...આ વ્હાલા.

સુરદાસ.

૨૯

દાસ પરે દયા લાવોરે;
દયાળુ દેવા, દાસ પરે દયા લાવો;—ટેક.
સંસારી સબંધ છોડી, જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો આવોરે.........દયાળુ દેવા.
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં;
વા'રે અવિનાશી આવો આવોરે—દયાળુ.

સુરદાસ.

૩૦

ધર્મ ધુરધર, શ્રી યદુનંદન, જય જગવંદન સ્વામી રામ;
જગદાનંદન, કંસ નીકંદન પંકજ ચરણ નમામી સમ;

સંત સતી સુખ દાયક જનના, સહાયક દીનના,
વિશ્વંભર વ્યાપક જળ સ્થળ ના, શશી દીન કરના.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ લાલજી પાંડવના રખવાળ જોને,
દ્રૌપદી કેરા દાસ દયાળુ, કૌરવ કુળના કાળ જોને
ભારત ભવજળ તારક સ્વામી પારથ રથના ગામી રામ

સતી દ્રૌપદી

૩૧

ધરો કંઇ હિત શિખામણ ધ્યાન, ગર્વથી નથી નાથ કલ્યાણ
કુસંપે રહ્યું કોણુ આરામ, મેળવ્યું કોણે મહીમા માન–ધરો
અભિમાન છે પર્વત મોટો, હેઠળ ઉંડી ખાઇ;
ચડયા પડયા તે નર પછડાયા છરમાં ગયા છુંદાઇ—ધરો.
લંકા સરખો ગઢ દુર્ઘટને સમુદ્ર સરખી ખાઇ;
લંકપતિ પણ લંક ન લાગ્યો રણમાં ગયો રોળાઇ—ધરો.
હિરણ્યાક્ષ ને હિરણ્યકશ્યપુ જબર જંગ બે ભાઇ,
નરસિંહ રૂપે નખે વધેર્યો માને ગયા મરડાઇ—ધરો.

સતી દ્રૌપદી.

૩૨

શામળીયાજી કરજો મારી સહાયરે,
વ્હાલા ગરૂડે ચડીને વે'લા આવજોરે;
શામ સલુણા સુભદ્રાના વીર રે.
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે;—શામળીયા.
છોનબા છે ‌ છેલી, નથી કોઇ મારૂં બેલી,

વા'લા તુજ ગુણની ઘેલી, દાસી દુઃખમાં ડુબેલી.
દુઃખીની દાદ રે-ફરિયાદ અંતર લાવજોરે—તમે ગરૂડે.

સોરઠો.

કૌરવ કર્મ ચંડાલ દુશાસન નિર્દય અરે,
જોતાં પંચ ભર્તાર પાપી પટકુળ તાણતો;
વા'રે આવોને, દયા દીલ લાવોને.
નાથ છું અનાથ નારી ભરૂંસો છે ભૂધર ભારી.
જેવી તેવી છું તમારી, વા'લા દેશો ના વિસારી.
હેતે હળધરજીના વીર આવી ઉગારજો રે—વ્હાલા ગરૂડે.

સતી દ્રૌપદી.

૩૩

ગોવીંદ ગુણ ગાઓરે,
ગીરીધર શ્રીધર શ્રી મુરલીધર.
નામથી નેહ લગાવોરે—હા નેહ લગાવોરે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાનોરે. રે.
અધમ ઉધારણ ભવજળ તારણ.
નિર્ભય નામથી થાવોરે ભય નામથી થાવોરે—રે.

સતી દ્રૌપદી.

૩૪

વા'રે વ્હાલા મોહન બંસીવાલા;
ઠગો છો શાનેરે સલુણા;
જાણી જાણી તમારી મેં દમાન;
પ્રીત બાંધી હવે હું પસ્તાઉં.

પસ્તાઇ પુરી કાના, ઠગાઇ હું તો કાના.
રસભીના, રંગીલા, શરમાળા, શામળીયા —વા'રે.
શાને સતાવો વાત વાતે ઉડાવો'રે,
એરી એરી લાલા વાતે ઉડાવોરે.
મેં જાણ્યા સરવે ચાળા, અરે જાઓ નંદલાલા.
વ્રજ લાલા, ગોવાળા, છબીલા, છોગાળા,—વા'રે.

**સતી દ્રૌપદી.**

## ૩૫

## ત્રોટક છંદ.

સખી સ્વપ્ન મહીં મનમોહનમેં નીરખ્યા એકાંત વિષે શયને,
શરમાઇ રહી રતી નાથ મદે મુખથી નહીં કાંઇ બોલાય અરે;
વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી, નવ ઉત્તર મુખ
અપાય જરી,
નિચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી ખણુતી પૃથ્વી નીજ
પાય અરે,
કર સાહી રસીક રૂદે વળગ્યા, કરતાં બળશે ન થયા અળગા;
તુટી હાર ગયો એ રકાઝકમાં, કસ કંચુકીની છુટી જાય અરે,
છુટી કેશ ગયા વિખરાઇ અરે, ગઇ દેહ કળી કરમાઇ અરે;
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે, પણ નાથ થયા
નગણાજ અરે,
મનગી મન સેજ ગયં પિગળી જેમ સાકર દુધની સંગ ભગી;
કીધાં ભોજન [illegible] મળી મુખવાસ સુવાસ
આપાય અરે;

મુખ તાંબુલની પીચકારી ઉડીરે અચાનક નાથને અંગ પડી;
સખી તે રજની અને તેજ ઘડી રસીયો રીસ લાવી
રિસાય અરે;
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણુ જાય પિયુ અરે
હું થી લડી;
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ
મનાય અરે;

**સતી દ્રૌપદી.**

## ૩૬

કોઇ કહેજો જોગીડાને જઇને હોરાજ,
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણ,
વિરહ અંગારે સળગે આખુ નંદનવન—મધુ.
એની આંખે શ્રાવણ ને ભાદરવો ઝરે.
બાલા રસીઆના રાગે એ રોતી ફરે,
વ્હાલા અંતરમાં હોયતો લ્હોજો લોચન—મધુ.

સૂર્ય કુમારી.

## ૩૭

સોહામણી સ્વર્ગની વાટ, એકદીન શોભાવજો હોરાજ.
રસિલા અમરાપુરીના ઘાટ એકદીન સોહાવજો હોરાજ.
મૃત્યુ લોકનાં મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ.
અઘટી-કહો એ કેમ બને, વસમી વિકટ એ વાટ.
મુગટ મણી તમે રાજસદનના, પારી જાતક નંદનવનના:
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિતજ્યોત પ્રકટાવી પરસ્પર.
મેળાવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂ સોહાવજો હોરાજ-સો.

સૂર્ય કુમારી.

## ૩૮

સર્જેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચ કે નીચા જીવનતો સહુનાં સરખાં છે.
પ્રભુજીની જગતવાડી તણાં ફુલડાં સહુ જીવો,
સુગંધીથી ભરેલા સહુ સમજીએ તો એ સરખાં છે.
વિષમ આ વિશ્વનો વાયુ-કરે જીવ ક્રોધીને ઘેલા;
ન "મનહર" હોય માનવનો સકળ આત્માઓ સરખાં છે.

સ્વદેશ સેવા

૩૯

લગાડી મોહિની દિલની મને વ્હાલે વીસારી છે.
સૂકાતો બાગ જોબનનો કપાતાં કાળજાં કુણાં ;
તુટી દિલની લગામો તો, પછી બુરી બિમારી છે.—મને
થતા ના એહથા વ્હાલા, કરી ઘાયલ જીગર મારૂ ;
થશે ચુરા જીગરના તો, ગુનેહગારી તમારી છે.—મને
ગુન્હા લાખો હશે મારા, દીલાવર છતાં તે પ્યારા.
દીવાનીની દયા લાવો, વિનંતી એ હમારી છે. —મને

વિર—વિજય.

## ૪૦

કોઇ મારા પ્રીતમને, આ સંદેશો કહાવજો, (વ્હાલા)
મદન શરોની શૈય્યા, કફની કૌમાર કેરી,
તમારા વિના મેં પ્હેરી, હવે તો નિભાવજો—(વ્હાલા) સં
વિયોગ પ્જાળે બાળા, કામ ધુણીની કાયા ;
લાગી તમારી માયા, દયા કાંઇક લાવજો. — (વ્હાલા) સં
ઝુરીને મરીશું અંતે, પૂર્વના પાપ જોવા,
તમે તે તમાસો જોવા, જરૂરજ આવજો. — (વ્હાલા) સં

**વિર—વિજય**

## ૪૧

અમરના કોઇની કાયા, જીવનનો કંઇ ભરોસો ના,
છતાં પણ વૈર એ માતા, કંઇ આ જીંદગી માટે ?
તમે હું ને જગત આખું, જવાના એક વાટે સૌ.
કરો છો મારૂં ને તારૂં, કંઇ આ જીંદગી માટે ?
હજારો શાહ મુર્શીદો, ને જ્ઞાની બ્રહ્મ વેત્તાઓ,
ન પત્તો કોઇનો લાગ્યો, હું પદ કયી જીંદગી માટે ?
જુઠી મનની મુરાદોથી, કહોને કોણ પરવાર્યું, ?
કરો આ પાપ શા સારૂં, કંઇ આ જીંદગી માટે ?

**અમર—લક્ષ્મી.**

## ૪૨

હઠ છોડ સખી ચલ સંગ, મેરે તોહે વ્રજમે કાન
બુલાવત હેય.

નહિ તુમ બીમ વાકો ચયન પરત, નહિ ખાન પાન
કછુ ભાવત હય.
મોર મુગટ નહિ પહેનત હય, નહિ અંગ સુગંધ
લગાવત હેય.
નહિ ધેન ચરાવન જાત સખી, વાહે બંસી નાદ
ન ભાવત હેય.
કયું એસો કીયો તેરો કછી ન ભયો, તોહે લાજ
શરમ નહિ આવત હેય.
જાકો જોગી જન ધ્યાન ધરત, બ્રહ્માદિક પાર ન
પાવત હેય.
તોરી પ્રીતમે ભુલ ગયો પ્રભુતા, તકસીર વો માફ
કરાવત હેય.
એક બાત ન ઝુંઠ કહું સજની, અબ કયાં ઇતના
તર સાવત હેય.
પિયા માધાસેં એસે મીલો, પ્યારી વોતો તેરોહી
નાજ ઉઠાવત હેય.

**રાંમાંડલીક**

## ૪૩

અમારો કોઇ નથી આરો, સમય છે પ્રાણ લેનારો,
પડયો શિર દુઃખનો ભારો, પિતાજી મારો કે તારો--અમારો.
થઇ છે પાયમાલી શર્ત, સદાથી પિતા બારી,
ગયાં ઘરબાર ને ધનમાલ, આવી સખ્ત લાચારી.

બુરો તકદીરનો તારો, પિતાજી મારો કે તારો.—અમારો.
ન ખાવા અન્નનો દાણો, ન પીવા ગોળીમાં વારી,
નહીં તન ઢાંકવા કપડું, કહું શું વાત વિસ્તારી,
થયો સંસાર આ ખારો, પિતાજી મારો કે તારો.—અમારો.

ચાલુ જમાનો

૪૩

બલિહારી છે પ્રેમ સ્વરૂપ તણી, સહુના ચિન્તમાં ચમકે એ મણી ;
માતા બાળક ઉપર વારી જતી, પ્રેમદા પિયુની નિહાળો પ્રિતિ.
જુઓ ભાઇને બ્હેનની પ્રિતી ભણી, સહુના ચિન્તમાં ચમકે એ મણી ;
પહેલાં પ્રભુરે પ્રેમની મૂર્ન્તિ ઘડી પછી સુંદર માનવ જાતરી,
મૂકી અંતર અંતર પ્રેમ કળી, સહુના ચિત્તમા ચમકે એ મણી ;

દેવકન્યા

૪૪

શું કહું કથની મ્હારી રાજ શું કહું કથની મ્હારી.
હું તો દૈવના ત્રાસે હારી રાજ..............શું કહું
પરણી પારિજાતક મેં, અરપણ કીધું મન મારૂં ;
પતિ તજી પર લોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂં—રાજ.
ચંદન કાષ્ટની ચિન્તા રચાવી, પતિ સહ ગમનની આશે ;
શુન્ય દેહ મમ સ્વામિ તણો, ઉડી ગયો આકાશે—રાજ.
અરપ્યું મેં સર્વસ્વ સ્વામિને, પ્રેમની કફની ધારી ;
તજી જગત જંજાળ સર્વ હું, પ્રિતે ભજું ત્રિપુરારી—રાજ.

મહાશ્વેતા—કાદમ્બરી.

## ૪૫

જગત પરવા નથી મુજને, વિરાગી હાલ મ્હારો છે;
અનિતી વાત છોડી દે, નિરાળો હાલ મ્હારો છે.
અરે કેવળ ઉદર ભરવા, પશુ પેરે ગુજર કરવું;
ન બનશે તે કદિ કાળે, મનુજ અવતાર મ્હારો છે.
ખદીની છાપ વ્હોરીને, શરીર શણગારવું મિથ્યા;
અવર શણગાર નથી ધરવા, શિયળ શણગાર મ્હારો છે.
સ્પૃહા કિંચીત ન કંચનની, મને તૃણવત જગત ભાસે;
સહુ પાપ દુર છે મ્હારાં, પ્રભુ રખવાળ મ્હારો છે.

રંગતરંગ.

## ૪૬

### રાગ—ભૈરવી મીશ્ર કાલિંગડો.

થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે?
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે?
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહા બળી યોધ્ધા,
ન જાણ્યું ભિષ્મ જેવાએ, સવારે શું થવાનું છે?
રમ્યા જુગટું સહું સાથે, વિભૂતિ સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે?

વીર કેશરી.

## ૪૭

રૂપ શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે,
ભગવાન ભજો (૨)
હાડ માંસને રૂધીર ભરેલું મઢ્યું ચામડે અંગ
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ,
ભરૂસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે–ભગવાન ભજો

**મહાશ્વેતા કાદમ્બરી**

## ૪૮

લાડકડી તારા લાડકોડ સૌ પુરા કરશે કંથ,
સખી તું શીખજે પ્રેમનો પંથ ગ્રંથ (૨)–લાડકડી,
પ્રિયતમ જ્યારે મંદિર પધારે, સામી લેવા જાજે,
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી, પતિ ગુણ ગીતા ગાજે:
ચરણ પખાળી પ્રાણનાથનાં, વિંજણલે વાયુવાજેરે–લાડકડી.
હું છું નાની નાર નવેલી, પ્રથમે શરમ બહુ આવે,
છબીલા કદી છણકાઇ જાયને મુજને નહિ બોલાવે;
ચાલાકી બતલાવો એવી કે. રસિયો મને રીઝાવે–લાડકડી
ખાનપાન ભોજનની સેવા, નિજ કરમાં તું સ્હાજે,
સ્નેહ મંદિરે શ્યામ બોલાવી, અંતર ઉમરા ગાજે;
નયન કટાક્ષે લાલ લોભાવી, અધરા મૃત પીજે
પાજેરે––લાડકડી.

**બલિરાજા**

## ૪૯

( થઇ પ્રેમ વશ પાતળીયા એ–રાહ )

ચિર શાંતિ સ્થાપન કરજો ?
શ્રી રંગ પતિ રંગ ભરજોરે ?–ચિર.
આશા સરોવરે ઉભા પંખી પીવા પ્રીતિવારી,
પ્રભો પુરો આશ હમારી;
અમ અંતર પુલકિત કરજોરે ?–ચિર.
" જૈન સમાજ " સ્તવે પ્રેમે પ્રાર્થી પુરૂષ પુરાણી;
કરો કૃપા શ્રી કુંજવિહારી.
આનંદ સાગર ઉર વસજોરે .......ચિર.

લે૦ પ્રકાશક.

---

## રેંટીયો.

---

( વ્હાલા વેગે આવેરે, એ રાહ )

ધીરો ધીરો ચાલેરે, વ્હાલો મને લાગેરે,
રૂડો મારો રેંટીયોજી.
એ રેંટીયાથી સ્વાશ્રયનો પળે મંત્ર
એ રેંટીયાથી રહેલું અને ગૃહ તંત્ર ?
રહેલો ને વળી સોંઘોરે, નથી કંઇ મોંઘોરે;
રૂડો મારો રેંટીયોજી—૧

સાખી—રામ નામની સાધના સાથે સાથે થાય,
સુખે ને સંતોષથી રૂષિજીવન ગળાય.
હળવો ને બહુ સાદોરે, મોહને ફરી લાધ્યોરે,
રૂડો મારો રેંટીયોજી—૨

સાખી—એક દિવસ અહિંઆ હતાં પુરાં એના માન,
વિસરાતાં આ હાલતે આવ્યો હીંદુસ્તાન.
એથી તો સહુ ચાહેરે, પ્રીતેથી સહુ સાહેરે,
રૂડો મારો રેંટીયોજી.

સાખી—નિર્ધનીયા આ દેશનો, કરવા પુનરૂધ્ધાર,
જાગ્યો જ્યાં જ્યા રેંટીયો, ઉજળાવ્યાં ઘરબાર,
દુઃખો એ બધા ચુરેરે, આશાઓ બધી પુરેરે;
રૂડો મારો રેંટીયોજી.

સાખી—જાગેલા આ દેશનું એછે પ્રગતિ દ્વાર,
એનાથી સહુ સાધના મોહન કહે સધાય.
અર્જુનના બાણુ જેવોરે, સાધક વીર કેવોરે,
રૂડો મારો રેંટીયોજી.

અરવિંદ—(બાલજીવનમાંથી)



# અમારા પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો!

**નીચેના ઠેકાણેથી મળશે.**

## મુંબાઈ.

બુકસેલર એલ. એમ. ઠક્કર. કાલબાદેવીરોડ નં. ૨

,, વસનજી પરમાનંદ ,, ,,

,, ગોરધનદાસ પરસોતમ, પ્રીન્સેસ સ્ટ્રીટ ,,

,, વીઠલદાસ હરજીવનદાસ, ઝકરીઆ મસીદ પાસે નં. ૩

,, ગોકળદાસ કરસનદાસ માધવબાગ નં. ૪

## સુરત.

,, મણીલાલ ભાઈશંકર સ્ટેશનરોડ

,, ત્રીભોવનદાસ ત્રીકમજી ,, પોલીસલાઇન સામે

,, પ્રાણલાલ એન્ડ હરિલાલની કંપ. ,,

,, "ગુજરાતી" સાહિત્ય મંદિર લીમડાચોક

## ભરૂચ.

,, શ્રીવિદ્યાર્થી યુવક મિત્ર મંડળ દાંડીઆ બજાર

## અમદાવાદ.

,, સાકરલાલ બુલાખીદાસ, રીચીરોડ બાલાહનુમાન પાસે

,, લલ્લુભાઈ અમુલખદાસ, માણેકચોક

## વઢવાણશહેર

,, પુંજાલાલ ભગવાનદાસ પારેખ

## ડાકોર.

,, લલ્લુભાઈ અમુલખદાસ, બજારમાં

એસિવાયના બુકસેલરો પાસે પણ મળી શકેછે. વધુ માહિતી માટે સુચિપત્ર અડધા આના ની ટીકીટ બીડી મંગાવો.

**"ગુજરાતી" સાહિત્ય મંદિર**

લીમડાચોક–સુરત.

બોલો શું છે?

## તમારે શું જોઈએ છે?

તમારા થાકેલા મગજ ને આરામ આપવા અને સાથે આરામ મેળવવા ખાસ સારા પુસ્તકો વાંચવાનીજ જરૂર છે. ગમે તેવા સંકટમાં વિચારના ગોથાં ખાતાં રાહત મેળવવી હોયતો અવશ્ય તમારે તમારી પાસે ઉત્તમ પુસ્તકો રાખવાંજ જોઈએ અને તે મેળવવામાં બેદરકાર રહેવું એ ભયંકર ભૂલ છે. માટે તમારે મનપસંદ પુસ્તકો સસ્તી કીંમતે મેળવવા હોય તો એક વખત

**ગુજરાતી સાહિત્ય મંદિરમાં**

તમારો ઓર્ડર આપો, સુચિપત્ર માટે અડધા આનાની ટીકીટ બીડી મંગાવી લ્યો.

ગુજરાતી સાહિત્ય મંદિર
લીમડાચોક—સુરત.

આ ટાઈટલ. સુરત—લીમડાચોકમાં આવેલા ધી "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસમાં વિઠ્ઠલદાસ ફીકાભાઈએ છાપ્યા.